હજરતે ફરમાવ્યું છે

"ખોદા જેના વિષે ભલાઈ ચાહે છે તેને દીનમાં સમજ આપે છે"

# બેહસ્તી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું

ભાગ ૭ મો


છપાવી પ્રસિદ્ધ કર્તા

અબ્દુર્રહીમ બીન મૌલવી ગુલામ મોહમ્મદ સાદેક

મેનેજર કુતુબખાના સાદેકીયાહ મુ૦ રાંદેર જી. સુરત.



ઝીલ્હજ સને ૧૩૪૨ હીજરી

ત્રીજી આવૃત્તિ | પ્રત ૧૦૦૦





સુરત, "નવયુગ" મુદ્રણાલયમાં પ્રભુભાઈ વિઠ્ઠલભાઈએ છાપ્યું.

કીંમત પાંચ આના

# પ્રસ્તાવના.

## મોટો મહેરબાન રહમકર્તા અલ્લાહના નામથી

સર્વ તારીફ અલ્લાહને માટે છે જે માલિક તમામ જહાનનો છે અને દોરૂદ તથા સલામ હજરત મોહમ્મદ (સલ) માટે છે કે જેઓ તમામ પેગમ્બરોના સરદાર છે. અને તેમની આલ તથા અસહાબ તથા સઘળા મુમેનો માટે છે કે જેઓ બેહતર ઉમ્મત છે.

એ પછી ગુલામ મોહમ્મદ બીo હાજી હાફેજ સાદેક કહે છે કે બેહેસ્તી ઝેવરના બીજા ભાગોની જેમ આ સાતમો ભાગ પણ એક ભરોસેદાર માણસ પાસે તરજુમો કરાવ્યો છે. અને મેં તેને તપાસ્યો છે. આ ભાગ ઘણોજ ઉપયોગી છે જેમાં ઇસલાહે બાતેન દિલની બીમારીઓ તથા તેના ઉપાય. તહઝીબે અખલાક, કયામતની નિશાનીઓ, કયામત જંનત જહન્નમ સો હદીસનો તરજુમો અને તેની સાથે પીરી મુરીદીનું પણ વર્ણન છે.

મુરીદ બનવાનો લોકોને અને ખાસ કરી ભરૂચ જીલ્લામાં ખેડા જીલ્લામાં વધુ શોખ જોવામાં આવે છે. પણ પીરમાં શી સિફત હોવી જોઇએ તેનો શરીઅત ઉપર કેવો અમલ છે તેથી અજાણ હોવાથી નાલાયક પીરો પાસે તેઓ સપડાએ છે. અને તે પીરો પણ મુરીદોને પોતાની જાગીર સમજે છે. એજ માટે જ્યારે બાપ મરે છે તો પીરના છોકરા મુરીદોની વહેંચણી કરે છે. અફસોસ મુસલમાનોની જહાલતનો એવો વખત આવ્યો.

આ ભાગ ઘણોજ ઉપયોગી છે તેથી એની બેહજાર કોપી છપાવી છે. અને તેમાં પણ એક હજાર કોપી મફત આપવી મેં ઠેરવ્યું છે.* ખોદા એને કબુલ કરે અને લોકો ઘણો લાભ લે.

* અને આ ત્રીજીવાર ૧૦૦૦ કોપી છપાય છે ખુદા એને પણ કબુલ કરે. અ. ર.

છોકરીઓની કેળવણી માટે ચોતરફ કોશીશ કરવામાં આવે છે. કન્યાશાળા ઉઘડતી જાય છે પણ કન્યાને શું ભણાવવું તેને શી વિદ્યાની જરૂર છે તેનો વિચાર કરવાનું અગત્યનું છે. છોકરી નોકરી કરવા કે મેહતાગીરી કરવાની નથી. તે ૧૨-૧૩ વર્ષની થઇ કે તે બીજે ઘેર જવાની છે. જો તે સાત આઠ વર્ષની વયે શાળામાં જાય અને શાળામાં ભણાતી ચોપડીઓ ભણાવવામાં આવે તો તે દીની ઇલમ કે જેમાં છોકરીઓના દીન તથા દુન્યા બંને સુધારવાનું સાધન છે તે કયારે શીખશે. ધણીના સાસુ સસરાના હકો ઘર ચલાવવાની રીતભાત છોકરાં છઇયા પાળવાં ઇલમ તે કયારે સંપાદન કરશે નિતીની તો જરૂર છે તે કયાંથી મેળવશે. તે તો દીની ઇલમ શીખવાથીજ મળે છે.

ચોરી લુચ્ચાઇ ખરાબ કામને કરતાં માણસ અટકે છે તેના અટકાવના માત્ર ત્રણજ કારણો છે. યા સરકારી શીક્ષાનો ડર યા લોકોનો ડર યા શરીઅતનો ડર. એમાં ખરો ડર તે શરીઅતનોજ છે. કારણ કે જેને ખોદાનો ખોફ હશે નહી તેને માત્ર સરકારી બીહીક અને લોકોનો ડર રહ્યો. પણ સરકારી ગુનોહ તો જાહેર કર્યાથી તથા સાબેત થએથી ગુનોહ ગણાય છે જેથી તે માણસ છૂપી રીતે ગુનાહમાં પડે એમાં કશી નવાઇ નથી. એવોજ હાલ લોકોના ડરનો છે. એજ માટે કહેવાયું છે કે "ડહાપણનું મુળ તે અલ્લાહનો ભય છે" જે સ્ત્રીઓ ઉંચી કેળવણી લે છે. માત્ર સ્કુલોનીજ પઢાઇ ઉપર રહે છે તેવી સ્ત્રીઓ યુરૂપમાં ઘણી છે પણ તેઓના ચલણ એવાં છે તેમના ફોજદારી ગુનાહ એટલા છે કે તેની ગણત્રીના મુકાબલામાં આપણા દેશની અભણ સ્ત્રીઓ લાખ દરજા સારી છે.

શાળાઓની કેળવણીમાં નિતી અખલાક નહીં હોવાથી તેઓ સ્વભાવમાં તદન નકામાં છે. ચાલાકી તો તેઓને ઘણી આવે છે પણ ભલમનસાઇ વિવેકનું ઘણાઓમાં નામ નિશાન હોતું નથી. એક તરેહની સ્વતંત્રતા આવી જાય છે. અને આ તો જાહેર છે કે પુરૂષની સ્થીતીથી સ્ત્રીની સ્થીતી કાયા નબળી હોય છે તેણીમાં જયારે સ્વતંત્રતા અવશે તો યુરૂપની લેડીઓનો જે હાલ છે તેવો હાલ થવાની ભય છે.

અફસોસ સાથે કહેવું પડે છે કે સરકારી શાળાઓમાં છોકરીઓને ગાયન શીખાડવામાં આવે છે અને કેટલીક શાળાઓમાં હાલ મુસલમાનોની છોકરીઓ માટે ગાયન શીખવવું બંધ છે પણ આઇન્દા દાખલ થવાનુંજ. અને એ અટકાવ તે માત્ર અટકાવજ સમજવો. કારણ કે એકજ ઓરડામાં હિન્દુઓની છોકરીઓ દરરોજ ગાયન કરે તો ખુદ બખુદ તેની પાસે બેસનારી છોકરીઓ સ્વભાવીક રીતે શીખશે. અને ગાયન શીખનારીઓની સ્થીતી મોજ મજાના શોખ તેઓમાં કેવો પ્રકટી નીકળે છે તે અનુભવીઓ ઉપર છુપુ નથી. માટે એવી શાળાઓથી મુસલમાનોએ પોતાની છોકરીઓને અલગ કરવાની કોશીશ કરવી અગત્યની છે.

સુધારાની ટોંચે બેસનાર નવી રોશનીવાળા જેઓ ખરૂં જોતાં નવું અંધારાવાળા છે તેઓ યુરોપવાળાઓની દેખાદેખી સ્ત્રી પુરૂષને સરખાં ગણે છે, અને તેથીજ પુરૂષની જેમ સ્ત્રીઓને પણ બેપરદે ફેરવવાની કોશીશ કરે છે. અને પુરૂષના જેવીજ કેળવણી તેઓને આપવાની મેહનત લે છે. પણ ડાકટરી રીતે અકલી દાખલાની રૂએ અને શરીઅતનની રૂએ બંને સરખાં નથી. પુરૂષ ચઢતો છે અને સ્ત્રી ઉતરતી છે. એ સઘળાનું વર્ણન કરતાં ઘણું લંબાણુ થાય છે. પણ શરીઅતના દાખલા તેને ઉતરતી જાણવા માટે લખું છું. મરદોજ "પેગમ્બર થયા, તેઓજ ખલીફા તથા ઇમામ બન્યા, તેઓ પરજ જેહાદ ફરજ છે તેઓ પરજ સ્ત્રીઓનું પોષણ તથા મોહર આપવું છે, કેસાસ અને હદોમાં એઓનીજ શાહીદી કબુલ થાય છે, અજાન ખુતબો એઓજ પઢે છે, વારસામાં એઓનો બેવડો હિસ્સો છે. અને ધણીને ધણિયાણીનો કુરઆને સરદાર કહ્યો છે સૂરા યુસોફ ૧૨; ૨૫) જો કોઇને સિજદો કરવો હતે તો સ્ત્રીઓને પોતાના પતીઓને સિજદો કરવાનું હજરત ફરમાવતે. અને સ્ત્રીઓ-ને તો હજ્જ કરવા પણ વગર ધણી કે મહરેમે દુરસ્ત નથી, હૈજ નીફાસની મુદતમાં નમાઝ રોઝા કરી શકતી નથી. એટલુંજ નહીં પણ પાક હોવાની હાલતમાં પણ ધણીની વગર રજાએ નફલ રોઝો નફલ નમાઝ પઢી શકતી નથી. હદીસ શરીફમાં સ્ત્રીઓને દીનમાં તથા અકલમાં નાકિસ કહી છે. અને કુરઆનમાં છે "અને પુરૂષો માટે સ્ત્રીઓ ઉપર શ્રેષ્ઠતા છે" સૂરા બકર. ૨; ૨૨૭ આ સઘળી બાબતોને ધ્યાનમાં લેતાં અલ્લાહ ઉપર રસૂલપર ઇમાન લાવનાર કદી બંનેને સરખાં ગણશે નહીં. અને ઉંડા વિચારથી જોશો તો યુરૂપવાળા પણ પુરૂપને શ્રેષ્ઠજ ગણે છે. તેઓ સ્ત્રીઓને પારલામેન્ટમાં બેસવાનું હકક આપતા નથી. જડજ બનાવતા નથી. ફોજમાં જનરલ કે દરયામાં અડમીરલ બનાવતા નથી ઘણા યુરૂપવાળા સ્ત્રીને પુરૂષ સાથે વારસામાં ભેગી કરતા નથી એ વગર બીજી પણ ઘણી બાબતો છે.

મતલબ કે પુરૂષ સ્ત્રીથી ચઢયા તો છે તેની કેળવણી જુદી રીતની છે અને તેણીની જુદી સ્ત્રીઓની અગત્યની કેળવણી પુરી પાડવાને માટે બેહેસ્તી ઝેવરના દસ ભાગ સર્વથી ઘણા ઉપયોગી છે. મુસલમાનોએ એની ગુજરાતી ફેલાવવામાં પોતાનો દીની દુન્યવી લાભ સમજવો જોઇએ. જો મારા તરજુમા પસંદ નહી હોએ તો બીજા તરજુમા કરાવે. પણ પોતાની બાળકીઓના વખતનો હાલતનો ખીયાલ રાખી તેઓને શરીઅત પ્રમાણે કેળવણી આપવાની કોશીશ કરે. ખોદા મુસલમાનોને સારી સમજ આપો આમીન.

# બહેશ્તી ઝેવર ભાગ ૭



## બહેશ્તી ઝેવર

# મોટો મહેરબાન રહમ કર્ત્તા અલ્લાહના નામથી.

### આદાબ, અખલાક, સવાબ, અને અઝાબનાં બયાન.

## ઈબાદતોનું શણગારવું.

### વોઝુ અને પાકીનું બયાન.

અમલ (૧) જો કદી કોઇ વખતે તમારા મનને અણગમો ઉપજે તો પણ વોઝુ સારી રીતે કરો. (૨) તાજા વોઝુથી વધારે સવાબ છે. (૩) પાખાના કે પેશાબ કરતી વખતે કિબલા તરફ મ્હોં કે પીઠ કરો નહિ.* (૪) પેશાબના છાંટાથી બચતા રહો એમાં બદ પરેહજી કરવાથી કબરનો અઝાબ થાય છે. (૫) કોઇ કાણામાં પેશાબ કરો નહીં, (કદાચ તેમાંથી સાપ, વીંછી વગેરે નીકળી આવે. (૬) જ્યાં નહાવું હોય ત્યાં પેશાબ કરો નહિ

*અને ઉત્તર તરફ જેવી રીતે પેશાબ પાયખાના કરતી વેળા પીઠ કરીએ છીએ તેવીજ રીતે તે તરફ મોં કરવું પણ દુરસ્ત છે. શુ. મો.

(૭) પેશાબ કે પાખને કરતી વખતે વાતો કરો નહીં. (૮) સૂઇને ઉઠયા પછી જ્યાં સુધી હાથ સારી પેઠે ધુવો નહીં ત્યાં સુધી પાણીમાં હાથ નાંખવા નહીં. (૯) જે પાણી તડકાથી ગરમ થઈ ગયું હોય તેને વાપરો નહીં, કેમકે કુષ્ટ (બરપ કહોડ) નામનો રોગ થવાનો ભય છે. જેથી દીલે સફેદ સફેદ ડાઘ થઇ જાય છે.

## નમાઝનું બયાન.

અમલ (૧) નમાઝ બરાબર વખતે પઢો. રોકુઅ સિજદો સારી રીતે કરો. મન લગાડીને પઢો. (૨) જ્યારે બાળક સાત વરસનું થાય તેને નમાઝની તાકીદ કરો. જ્યારે દસ વર્ષનું થાય ત્યારે તો મારીને પણ પઢાવો. (૩) એવા લુગડા કે જગ્યા ઉપર નમાઝ પઢવું સારૂં નથી કે જે પરનાં ફૂલ પાંદડાંમાં મન લાગી જાય. (૪) નમાઝ પઢનારની આગળ કોઇ આડ હોવી જોઇએ જો કંઈ ન હોય તો એક લાકડી ઉભી કરી લો અથવા કોઇ ઉંચી વસ્તુ મૂકી દો અને તે વસ્તુને જમણી કે ડાબી ભવાં (અબરૂ) ની સામે મૂકો. (૫) ફર્ઝ પઢીને તે જગ્યાએથી ખસીને સુન્નત નફીલ પઢવી બહેતર છે. (૬) નમાઝમાં આમ તેમ જુઓ નહીં. નજર ઉપર કરો નહીં. બગાસાંને બનતાં સુધી રોકો.÷ (૭) જ્યારે પેશાબ કે પાખાનાનું દબાણ થાય ત્યારે પહેલાં તેથી ફારેગ થઇ પછી નમાઝ પઢો. (૮) નફીલો અને વઝીફા એટલા શરૂ કરો કે જેટલા નભી શકે.

## મોત અને મુસીબતનું બયાન.

અમલ (૧) જો કોઇ જૂની મુસીબત યાદ આવે તો ઈન્ના લિલ્લાહે વ ઈન્નાએલૈહે રાજેઉન * પઢી લો. જેવો સવાબ પહેલાં મળ્યો હતો તેવોજ ફરી મળશે. (૨) દુઃખની ગમે તેવી હલકી વાત હોય તે ઉપર પણ (ઇન્ના લિલ્લાહે વ ઇન્નાએલૈહે રાજેઉન) પઢયાં કરશો તો સવાબ મળશે.

÷ એને રોકવાનો એક માર્ગ ફોકહાએએ આ લખ્યો છે કે દિલમાં તે વખતે આવી રીતે કહે કે પેગમ્બરોને બગાસુ આવતું નથી. ગુ. મો.

* અર્થ—ખચીત અમો અલ્લાહનાજ છીએ અને ખચીત અમો તેનાજ તરફ પાછા જનાર છીએ. ગુ. મો.

## ઝકાત અને ખેરાતનું બયાન.

અમલ (૧) ઝકાત જ્યાં સુધી બની શકે ત્યાં સુધી એવા લોકોને આપવી જોઇએ કે જેઓ માગતા નથી. આબરૂને પકડી ઘરમાં બેસી રહેતા હોય. (૨) ખેરાતમાં થોડી વસ્તુ આપવાથી શરમાઓ નહીં જેટલી તોફીક હોય તેટલું આપો. (૩) એમ સમજવું નહીં કે જકાત આપી છે હવે બીજી ખેરાત આપવાની શી જરૂર છે. જરૂરને વખતે હીંમત મુજબ ખેર ખેરાત કરતી રહો. (૪) આપણા સગાંઓને આપવાથી બેવડો સવાબ થાય છે. એક ખેરાતનો અને બીજો સગાં સાથે ભલાઇ કરવાનો ઉપકાર. (૫) ગરીબ પાડોશીઓ માટે હમેશાં ખ્યાલ રાખ્યા કરો. (૬) ખાવિંદના માલમાંથી એટલી ખેરાત ન કરો કે તેને પસંદ પડે નહીં.

## રોઝાનું બયાન.

અમલ (૧) રોઝામાં બેહુદા (નકામી) વાતે કરવી તથા લડાઇ વઢવાડ કરવી એ બહુ ખોટું છે અને કોઇની ગીબત કરવી એ તો વળી મોટો ગુન્હો છે. (૨) નફીલ રોઝા ખાવિંદની રજા લઇને રાખો. જો તે ઘેર હાજર હોય તો. (૩) જ્યારે રમઝાન શરીફના ૧૦ દિવસ રહી જાય ત્યારે જરા ઇબાદત વધુ કરતા રહો.

## કુરઆને મજીદની તિલાવતનું બયાન.

અમલ (૧) જો કુરાને શરીફ સારી રીતે નહીં ચાલે તો તેથી ગભરાઇને છોડી દો નહીં પઢયા જાઓ. એવા માણસને બમણો સવાબ મળે છે. (૨) કુરાઆને શરીફ પઢેલું હોય તો તેને ભૂલશો નહીં બલકે હમેશાં પઢતી રહે. નહીં તો મોટો ગુન્હો થશે. (૩) કુરઆને શરીફ મન લગાડીને તથા ખુદા પાકથી ડરીને પઢો.

## દુઆ અને ઝિકરનું બયાન.

અમલ (૧) દુઆ માગવામાં એટલી વાતોનો ખ્યાલ રાખવો. ખૂબ શોખથી દુઆ માંગો. ગુન્હાની ચીજ માગો નહીં. જો કામ થવામાં વાર થઇ જાય તો તેથી થાકી (તંગ થઇ) ને મૂકતા નહીં. કબૂલ થવાનો યકીન રાખો. (૨) ગુસ્સામાં આવી જઇ

આપણા માલ, ઓલાદ, અને જાનને કોસો (શ્રાપો) નહીં. રખેને તે ઘડી એવીજ હોય કે ખુદાપાકની દરગાહમાં કબૂલ થઇ જાય. (૩) જ્યાં બેસીને દુનિયાની વાતો અને ધંધામાં વળગો ત્યાં થોડો ઘણો અલ્લાહ અને રસૂલનો ઝિકર પણ જરૂર કરતા રહો. નહીં તો તે બધી વાતો વબાલ (આફત) રૂપ થઇ પડશે. (૪) ઇસ્તિગફાર બહુજ પઢ્યા કરો. એનાથી મુશ્કેલ આસાન થઇ જાય છે અને રોઝીમાં બરકત થાય છે. (૫) જો નફસની શામતથી (મનની બુરાઇને લીધે) કોઇ ગુન્હો થઇ જાય તો તોબાહ કરવામાં વાર લગાડો નહીં, જો ફરી થઇ જાય ફરીએ તોબા કરવામાં વાર લગાડો નહીં. એમ ધારવું નહીં કે જ્યારે તોબાહ ટૂટી જાય છે તો એવી તોબાહથી શો ફાયદો. (૬) કેટલીક દુઆઓ ખાસ ખાસ વખતે પઢવામાં આવે છે. સૂઇ જતી વખતે આ દુઆ પઢે. **અલ્લા હુમ્મ બિસ્મેક અમૂતો વ અહયા.*** જાગતી વખતે આ દુઆ પઢો. **અલહમ્દો લિલ્લા હિલ્લઝી અહયાના બઅદમા અમાતના વ એલૈ હિન્નોશૂર.** + સવારમાં આ દુઆ પઢો. **અલ્લા હુમ્મ બિક અસ્બહના વ બિક અમસયના વ બિક નહયા વ બિક નમૂતો વ એલૈકન્નોશૂર.**× સાંજે આ દુઆ પઢો. **અલ્લા હુમ્મ બિક અમસયના વ બિક અસબહના વ બિક નહયા વ બિક નમૂતો વ એલૈકન્નોશૂર.**÷ ખાધા પછી આ દુઆ પઢો. **અલહમ્દો લિલ્લા હિલ્લઝી અતઅમના વ સકાના વ જઅલના મિનલ મુસ્લેમીન વ કફાના વ આવાના** § સવારની અને મગરેબની નમાઝ બાદ **અલ્લાહ હુમ્મ અજિરની મિનન્નાર**÷ સાત વાર પઢો. અને **બિસમિલ્લા હિલ્લઝી લા યદુર્રો મઅસમેહી શૈઉન ફિલ અરદે વલા ફિસ્સમાએ વહોવસ સમીઉલ અલીમ** ત્રણ વાર પઢો.÷ સવારીપર બેશીને આ દુઆ પઢો. **સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહુ મુકરેનીન વ ઇન્ના ઇલા રબ્બિના લમુનકલેબુન+** કોઇને ઘેર ખાવાનું ખાઓ તો ખાધા પછી આ દુઆ પઢો. **અલ્લા હુમ્મ બારિક લહુમ ફીમા રઝક તહુમ વગફિર લહુમ વરહમહુમ.*** ચાંદ જોઇ આ દુઆ પઢો. **અલ્લા હુમ્મ અહિલ્લહુ અલૈના બિલ અમને વલ ઇમાને વસ્સલામતે વલ ઇસ્લામે રબ્બી વ રબ્બો કલ્લાહો.**† કોઇ દુખના માર્યાને જોઇને આ દુઆ પઢો તો અલ્લાહ તઆલા તમો તે મુશીબતથી બચાવશે. **અલહમ્દો લિલ્લા હિલ્લઝી આફાની**

* અર્થ–ઓ અલ્લાહ તારા નામની સાથે હું મરૂં છું અને જીવું છું. અથવા તારા નામની સાથે ઉંઘું છું અને જાગું છું.

\+ અર્થ–સર્વ સ્તુતી અલ્લાહ માટે છે જેણે અમને મુરદા જેવા કર્યા પછી અમને જીવતા કર્યા (જગાડયા) અને તેનીજ તરફ (હિસાબ માટે) જવાનું છે. ગુ. મો.

× અર્થ–ઓ અલ્લાહ તારેથીજ અમે સવાર કરી છે અને તારેથીજ અમે સાંજ કરી છે અને તારેથીજ અમો જીવીએ છીએ. અને તારેથીજ અમો મરીએ છીએ. અને તારાજ તરફ (કિયામતમાં) જવાનું છે. ગુ. મો.

÷ આ દોઆના અર્થ આગળી દોઆના સરખા છે. માત્ર આટલોજ ફેર છે કે આગળી દોઆ સવારમાં પઢવાની છે જેથી તેમાં પ્રથમ અસબહના (અમે સવાર કરી છે) કહેવાયું. અને આ દોઆ સાંજના પઢવાની છે જેથી એમાં પ્રથમ અમસૈના (અમે સાંજ કરી છે) કહેવાયું. ગુ. મો.

§ અર્થ–સઘળી તારીફ તે અલ્લાહ માટે છે કે જેણે અમને ખવરાવ્યું અને પીવડાવ્યું અને અમને મુસલમાનોમાં કર્યા અને તે અમને બસ થયો અને તેણે અમને પનાહ આપી. ગુ. મો.

÷ અર્થ–ઓ અલ્લાહ તું મને અગ્નિથી પનાહ આપ. ગુ. મો.

× અર્થ–અલ્લાહના નામની સાથે (અમે સાંજ કરી) જેના નામની સાથે કોઇ વસ્તુ પૃથ્વીમાં કે આકાશમાં નુકસાનકારક નથી અને તેજ સાંભળનાર જાણનાર છે. ગુ મો.

\+ અર્થ–તેને માટે પવિત્રતા છે કે જેણે આને અમારે વસ કર્યું. અને અમો એના ઉપર શક્તિ ધરાવનાર નહોતા. અને ખચીત અમો અમારા પરવરદિગાર તરફ ફરનાર છીએ. ગુ. મો.

* અર્થ–ઓ અલ્લાહ તેં તેઓને જે આપ્યું તેમાં તેઓને બરકત (અભરી) આપ અને તેઓની મગફેરત કર અને તેઓપર રહમ કર. ગુ. મો.

† અર્થ–ઓ અલ્લાહ તું આ ચંદ્રને અમારા પર અમન, ઈમાન, સલામતી, અને ઇસ્લામની સાથે ઉગાડ, મારો પરવરદિગાર અને તારો પરવરદિગાર ઓ ચંદ્ર) અલ્લાહ છે. ગુ. મો.)

**મિમ્મબતલાક બિહિ વ ફદ્દલની અલા કસીરિમ મિમ્મન ખલક તફદીલા**× જ્યારે કોઇ તમારાથી રજા લૈ જવા માંડે તો તેને આ પ્રમાણે કહો. **ઇસિતવદ ઉલ્લાહ દીનકુમ વ અમાનતકુમ વખવાતીમ અઅમાલેકુમ.**† દુલહાકે દુલહનને નિકાહની મુબારકી આપો તો આ પ્રમાણે કહો. **બારકલ્લાહો લકુમા વ બારક અલેકુમા વ જમઅ બેયનકુમ ફી ખેરીન.*** જ્યારે કોઇ મુસીબત આવી પડે તો આ પ્રમાણે કહો **યા હયયો યા કયયુમો બે રહમતેક અસતગીસો.**§ પાંચે નમાઝો બાદ અને સૂતી વખતે આ ચીજો પઢયા કરો. **અસતગ ફિરૂલ્લા હલ્લજી લા ઇલાહા ઇલ્લા હોવલ હયયુલ કયયુમો વઅતૂબો ઇલૈહે**÷ ત્રણ વાર. અને **લા ઇલાહ એલ્લલ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલ મુલકો વલહુલ હમ્દો વહોવ અલા કુલ્લે શૈઇન કદીર**+ એકવાર, અને **સુબ્હાનલ્લાહ** તેત્રી સવાર અને **અલહમ્દો લિલ્લાહે** તેત્રીસવાર, અને **અલ્લાહો અકબર** ચોત્રીશવાર, અને **કુલઅઉઝો બેરબ્બીલ ફલકે** તથા **કુલ અઉઝો બે રબ્બિનનાસે** એક એકવાર, અને **આયતુલ કુરસી** એકવાર, અને સવારમાં **સુરે યાસીન** એકવાર,

× સર્વ સ્તુતી તે અલ્લાને માટે છે કે જે ચીજમાં તને સપડાવ્યો છે તેથી મને આફીયત આપી. અને તેણે ઉત્પન્ન કર્યા તેમાંથી ઘણાઓપર મને શ્રેષ્ઠતા આપી. ગુ. મો.

† અર્થ—તમારા દીનને અને તમારી અમાનતને અને તમારી કરનીના પરીણામોને હું ખોદાને સોંપુ છું. ગુ. મો.

* અર્થ—અલ્લાહ તમને બરકત આપે અને તમારા પર બરકત રાખે અને તમારામાં ખૈરથી ભેગા રાખે. ગુ. મો.

§ અર્થ—ઓ જીવતા ઓ બંદોબસ્ત રાખનાર તારીજ મહેરબાનીની સાથે ફરયાદ કરૂં છું. ગુ. મો.

÷ અર્થ—હું અલ્લાહ પાસે ગુનાહની બખશીસ માગું છું. કે જેના સિવાય કોઇ પૂજ્ય નથી તે જીવતો છે બંદોબસ્ત કરનાર છે અને તેના તરફ હું ફરૂં છું. (અથવા તેની આગળ હું તોબા કરૂં છું.) ગુ. મો.

+ અર્થ—અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી તે એકલો છે. તેનો કોઇ ભાગ્યો નથી તેનુંજ રાજ્ય છે અને તેનેજ માટે સર્વ સ્તુતિ છે અને તે દરેક વસ્તુ ઉપર શક્તિવાન છે. ગુ. મો.

અને મગરેબ બાદ **સુરે વાકેઆ** એકવાર; અને ઇશા બાદ **સુરે મલક** એકવાર, અને જુમ્માને દિવસે **સુરે કહફ**÷ એકવાર, પઢયા કરો. સૂઇ જતી વખતે **આમનર રસૂલ**—પણ સુરત પૂરી થતાં સુધી એકવાર, પઢયાં કરો. અને જેટલું બની શકે કુરાનની તિલાવત દર રોજ કરતા રહો. યાદ રાખવું જોઇએ કે આ ચીજોના પઢવાથી સવાબ છે. નહીં પઢે તો કંઇ ગુન્હો નથી.

## કસમ અને મન્નતનું બયાન.

અમલ (૧) અલ્લાહ સિવાય બીજી કોઈ વસ્તુના સમ ખાવા નહીં જેમકે પોતાના છોકરાની તનદુરસ્તીની, પોતાની આંખોની વગેરે એવી કસમથી ગુનાહ થાય છે. અને ભૂલથી મોઢેથી નીકળી જાય તો તુરત કલેમો પઢી લો. (૨) એવી રીતે કસમ ખાઓ નહીં કે હું જૂઠી હોઊં તો બેઇમાન થઇ જાઊં. જો કદી સાચી વાત હોય તો પણ એમ કસમ ખાવી નહીં. (૩) જો ગુસ્સામાં એવી કસમ ખાઇ લીધી કે જેનું પૂરૂં કરવું ગુન્હો હોય તો તો તોડી નાંખો અને કફારો અદા કરી દો. દાખલા તરીકે એમ કસમ ખાય કે બાપ કે મા જોડે બોલીશ નહીં અથવા એવીજ રીતની બીજી કોઇ કસમ ખાધી તો તે તોડી નાંખવી જોઇએ.

## લેવડ દેવડનું બયાન

મોઆમલો (૧) રૂપિયા પૈસાનો એટલો બધો લોભ નહીં કરશો કે હલાલ હરામની પણ તમીજ એટલે ધ્યાન રહે નહીં. અને જે હલાલ પૈસો ખુદા પાક આપે તેને ઊડાવો નહીં હાથ ખેંચીને ખરચ કરો. જ્યાં ખરેખર જરૂરત હોય ત્યાંજ હાથ લંબાવો (૨) કોઇ દુઃખનો માર્યો પોતાની અમુક વસ્તુ લાચારીએ વેચતો હોય તો તેને ગરજવાળો સમજી દબાવો નહીં અને તે ચીજની કીંમત ઘટાડો નહીં યાતો તેની મદદ કરો અથવા તો વાજબી પૈસા આપી ખરીદ કરી લ્યો. (૩) તમારો દેવા-

÷ જુમઆને દિવસે સૂરા કહફ પઢવી સુન્નત છે ફરી તે ગમે તે વખત હોય પણ ખુતબાની પહેલાંજ એને પઢવાનું મુકરર કરવું બીદઅત છે. અને એ પઢા પછીજ સુંનત પઢવી એ ઠેરવવું પણ બુરૂં છે અને એવી રીતે પઢે કે સુંનત પઢનારને હરકત પડે એ બેક બુરૂં છે. ગુ. મો.

કાર ગરીબ હોય તેને હેરાન કરો નહીં પણ તેને તક આપો અથવા થોડું કે બધું માફ કરી દો. (૪) જો તમારી ઉપર કોઇનું કંઇ માગતું હોય અને તમારી પાસે આપવાનું હોય છતાં તે વખતે તેને પાછો કાઢવો ભારે જુલમ જેવું છે. (૫) જ્યાં સુધી બની શકે ત્યાં સુધી દેવું કરો નહીં અને જો લાચારીએ કરવું પડે તો તે આપી દેવા ખ્યાલ રાખવો બેપરવા થઇ જવું નહીં. અને જો તમારો લેણદાર તમને કંઇ કહે કરે તો પાછો ઉલટાવીને સામો જવાબ આપો નહીં અને નારાજ થાઓ નહીં. (૬) હસવામાં કોઇની કંઇ વસ્તુ લઇ સંતાડવી કે જેથી માલિક તે માટે હેરાન થાય તેવું કરવું બહુ ખોટું છે. (૭) મજૂરથી કામ લઇ તેની મજૂરી આપવામાં કોતાહી (ઢીલ કે કસુર) કરો નહીં (૮) દુકાળના વખતમાં કેટલાક લોકો પોતાનાં કે પારકાં બાળકને વેચી નાંખે છે તેમને લોંડી કે ગુલામ બનાવવા હરામ છે. (૯) જો ખાવાનું રાંધવા માટે કોઇને આગ આપવામાં આવે અથવા તો કોઇને થોડુંક નમક (મીઠું) આપવામાં આવે તો એટલો બધો સવાબ થાય છે કે જાણે બધું ખાવાનું તેને આપી દીધું. (૧૦) પાણી પીવડાવવું સવાબ છે જ્યાં પાણીની ઘણી છત છે ત્યાં એવી રીતે મોટો સવાબ થાય છે કે જાણે ગુલામ આઝાદ કર્યો અને જ્યાં પાણી ઓછું મળી આવતુ હોય ત્યાં એવો સવાબ છે કે જાણે કોઇ મરેલાને જીવતો કર્યો. (૧૧) જો તમારે માથે કોઇનું દેવું કે લેહણું હોય અથવા તમારી પાસે કોઇ અનામત મૂકી ગયો હોય તો તે વિષે બે ચાર માણસ આગળ વાત કરી દો અથવા લખી રાખો કદાચ મરણ નીપજે તો તમારી ઉપર કોઇનું બાકી રહી જાય નહીં.

## નિકાહનું બયાન

મોઆમલો (૧) આપણી ઓલાદના નિકાહના સંબંધમાં એ વાતનો વિશેષ ખ્યાલ રાખવો કે દીનદાર આદમી હોવો જોઇયે. પૈસા કે દમામેમાં ખેંચાઇ જવું નહીં. ખાસ કરીને આજ કાલ જ્યારે પૈસાદાર અંગ્રેજી ભણવાથી એવા પણ થવા લાગ્યા છે કે કુફરની વાતો કરે છે. એવા માણસ સાથે નિકાહજ દુરસ્ત થતા નથી આખી ઉમર બદકારીનો ગુન્હો થતો રહેશે. (૨) કેટલીક સ્ત્રીઓને ટેવ હોય છે કે પારકી સ્ત્રીઓની ખુબસુરતી વિગેરે હકીકત પોતાના ખાવિંદ આગળ વર્ણન કરે છે, એ બહુ ખોટી વાત છે. જો તેમનું મન (તે ઉપર) લાગ્યું તો રડતી ફરશે. (૩) કોઇ જગાએ (બીજા) કોઇને ત્યાંથી શાદી બ્યાહનો પેગામ (માગું) આવ્યો હોય અને કંઇક મરજી પણ જણાતી હોય તો એવી જગાએ તમો પોતાની ઓલાદ માટે પેગામ (માગું) મોકલો નહીં. પણ જો તે પોતે છોડી બેસે અથવા બીજો આદમી જવાબ દઈ દે ત્યાર બદ તમારે માટે (પેગામ મોકલવું) દુરસ્ત છે. (૪) ઓરત ખાવિંદની એકાંતની ખાસ કામો વિષે પોતાની સાહેલીઓ અને સાથીઓ જોડે કંઇ હકીકત કહેવી ખુદા તઆલાને ઘણુંજ (નાપસંદ છે. ઘણાં વર કન્યા એ વાતથી બેપરવા હોય છે. (૫) જો નિકાહના કામમાં તમને કોઈ સલાહ પૂછે તો જો તે પ્રસંગની કોઇ બુરાઇ કે ખરાબી તમારી જાણમાં હોય તો તે કહી દેવી એ ગીબત હરામ નથી. જાણી જોઇને કોઇને ખરાબ કહેતા નહીં. (૬) જો ખાવિંદ મકદૂરવાળો હોય અને બીબીને જરૂર જેટલુંએ ખરચ માટે આપે નહીં તો બીબી છુપાવીને લઇ શકે છે. પણ નકામા ખરચ કે દુનિયાના રીતરિવાજ પૂરા કરવા માટે લેવું દુરસ્ત નથી.

## કોઇને દુઃખ આપવાનું બયાન.

(૧) જો શખ્સ પૂરો હકીમ ન હોય તેણે કોઇની એવી દવા કે ઇલાજ કરવાં દુરસ્ત નથી કે જેમાં નુકસાન થવાનો ભય હોય, જો એવું કરશે તો ગુન્હેગાર થશે (૨) ધારવાળી ચીજથી કોઇને બીવાડવું હંસીથી હોય તોએ મના છે. કદાચ હાથમાંથી છુટી જાય. (૩) ઉઘાડેલા ચાકુ કોઇના હાથમાં આપો નહીં. અથવા તો બંધ કરીને આપો અથવા ખાટલા વગેરે પર મૂકી દો બીજો માણસ પોતાને હાથે લઇ લે. (૪) કૂતરા બિલાડીને ભૂખ્યા તરસ્યા તડપે એમ બંધ કરવાં મોટો ગુન્હો છે (૫) કોઇ ગુન્હેગારને તઅના (મેણાં) આપવા એ

ખોટું કામ છે. હા, નસીહત આપવાની રીતે કહેવામાં કંઈ બીક જેવું નથી. (૬) વગર વાંકે કોઈની સામે એવી રીતે ઘૂરવું (આંખો કાઢી જોવું) કે જેથી તે ડરી જાય એ દુરસ્ત નથી. જુઓ કે એમ ઘૂરવું દુરસ્ત નથી તો હસવામાં કોઇને અચાનક બીહડાવવું કેટલું ખોટું છે. (૭) જો જાનવર ઝુબેહ કરવું હોય તો છરી ખૂબ તેઝ કરી લો, નકામી તકલીફ આપો નહીં. (૮) જ્યારે સફર કરો જાનવરને તકલીફ આપો નહીં બહુ વધારે સામાન લાદવો નહીં બહુ દોડાવવું નહીં. અને જ્યારે મનઝીલ પર પહોંચી જાઓ તો પહેલાં જાનવરના ઘાસ દાણાનો બંદોબસ્ત કરો.

# ટેવોનું સુધારવું.

## ખાવા પીવાનું બયાન.

(૧) બિસમિલ્લાહ કહી ખાવું શરૂ કરો અને જમણા હાથે ખાઓ.× આપણી આગળથી ખાવું. અલબત જો તે વાસણમાં કેટલીક જાતની ચીજો જેવી કે કેટલીક જાતનાં ફળ ફળાદિ કે મીઠાઇ વગેરે હોય તો જે તરફથી જે જોઇએ તે લે તેમાં હરકત નથી. (૨) આંગળાં ચાટી લો અને વાસણમાંનું સાફ થઇ રહ્યું હોય તો તેને પણ સાફ કરી લો. (૩) જો કોળીઉં હાથમાંથી પડી જાય તો તેને ઉઠાવી લો અને સાફ કરી ખાઈ લો. શેખી કરો નહીં. (૪) ખરબુઝની ચીરીઓ અથવા ખજુર કે દ્રાક્ષનાં દાણાં કે મીઠાઇની ચોસલી હોય તો તે એક એક લઇને ખાઓ સામટી બબે ઉંચકો નહીં, (૫) જો કોઇ બદબોદાર ચીજ જેમ કાચાં પ્યાજ. લસણ વગેરે ખાઇ લીધાં હોય અને મેહફીલ વગેરેમાં બેસવું હોય તો પહેલાં મોઢું સાફ કરી લો કે બદબૂ રહે નહીં. (૬) રોજના ખરચ માટે લોટ, ચોખા, વગેરે જોખીને કે માપીને રાંધવું, અંધાધુંધી ચલાવવું નહીં. (૭) ખાઇ પીને અલ્લાહ પાકનો શુકર અદા કરો. (૮) ખાધા પહેલાં અને ખાધા પછી બંને વખત હાથ ધોવા. (૯) બહુજ ગરમ ખાણાને ખાઓ નહીં. (૧૦) મેમાનની ખાતર કરો અને તમે બીજાને ત્યાં મેમાન જાઓ તો એટલા રહો નહીં કે સામાને ભારી પડે (૧૧) ભેગા બેસી જમવાથી ખાવામાં બરકત થાય છે. (૧૨) જ્યારે ખાઇ રહો તો પોતે ઉઠી જાઓ તે પહેલાં દસ્તરખાન (જે પર ખાવા બેસવાનું લૂગડું વગેરે) ઉંચકાવી લો, તે પહેલાં પોતે ઉઠવું બેઅદબી છે. અને જો આપણી સાથે ખાવા બેઠેલીથી પહેલાં ખાઇ રહો તોપણ તેની સાથે જરા જરા ખાતી રહો કે જેથી તે શરમને લીધે ભૂખી ઉઠે નહીં. અને જો કોઇ કારણસર ઉઠવાની જરૂર પડે તો તે વિષે ઉઝર (બહાનું) જાહેર કરો. (૧૩) મેમાનને ઘરના દરવાજા સુધી પહોંચાડવા જવું સુન્નત છે. (૧૪) પાણી એક શ્વાસે પીઓ નહીં ત્રણ શ્વાસે પીઓ અને શ્વાસ લેતી વેળા વાસણને મોંથી જુદો કરો. અને-બિસમિલ્લાહ-કહીને પીઓ. પીધા પછી-અલહમ્દો-લિલ્લાહ-કહો. (૧૫) જે વાસણથી વધારે પાણી આવી જાય એવો શક હોય અથવા જે વાસણની અંદરની હકીકતથી ખબર ન હોય તેવા વાસણને મ્હોં લગાડી પાણી પીઓ નહીં. કદાચ તેમાંનો કંઇ કીડો કચરો આવી જાય. (૧૬) જરૂર વગર ઉભા થઇ પાણી પીવું નહીં. (૧૭) પાણી પીધા પછી જો બીજા કોઇને આપવું હોય તો પહેલાં તમારી જમણી બાજુએ જેઓ હોય તેમને પહેલાં આપો. અને તે પણ એવીજ રીતે પોતાની જમણી તરફનાને આપે. એવીજ રીતે પાન, અત્તર, મીઠાઇ વગેરે વહેંચવાનો પણ એજ તરીકો છે. (૧૮) જે તરફથી વાસણ ભાગેલું હોય તે તરફથી પાણી પીઓ નહીં. (૧૯) સમી સાંજે બચ્ચાંઓને બહાર નીકળવા દો નહીં. અને રાત્રે બિસમિલ્લાહ કહી બારણાં-બંધ કરો વાસણ પણ

× છરી કાંટાથી ખાવું હરામ છે. કારણકે એમાં કાફરોની મોશાહબત છે. તથા ડાબે હાથે ખાવું પડે છે. અને રસૂલુલ્લાહ (સલ) ફરમાવે છે કે ડાબે હાથે શેતાન ખાય છે. માટે તેના કામથી બચવું જોઇએ. વળી એવી રીતે ખાવાથી અહંકાર ઉત્પન્ન થાય છે. વળી "વલકદ કર્રમના બની આદમ" ની તફસીરમાં છે કે ખોદાએ માણસને માનીતો કર્યો એટલે હાથથી ખાનારો બનાવ્યો, તો છરી કાંટાથી ખાવું તે પોતે એ માનને છોડવું છે. ગુ. મો.

સમિલ્લાહ કહી ઢાંકી દેવાં. સૂઇ જતી વખતે ા હોલવી નાંખો અને ચૂલામાંની અગ્નિ હો- l નાંખો અથવા દબાવી દો. (૨૦) ખાવાપી- ી ચીજ કોઇને ત્યાં મોકળવી હોય તો ઢાંકીને ક્લો.

## પહેરવા ઓઢવાનું બયાન

અદબ (૧) એક ખાસડું પહેરી ચાલો નહીં. મળી વગેરે એવી રીતે લપેટીને ઓઢવી નહીં ચાળવામાં અથવા જલદીથી હાથ બહાર કાઢ- માં અડચણ પડે. (૨) લૂગડું જમણી તરફથી રવું શરૂ કરો. દાખલા તરીકે જમણી બાંય મણો પાંયચો જમણું ખાસડું અને કાઢો ત્યારે ીતરફથી કાઢો. (૩) લૂગડું પહેરી આદુઆ પઢો હા માફ થાય છે.–અલહમ્દો લિલ્લાહિલ્લઝી ાની હાઝા વ રજકનીહિ મિનગૈરે હવલિ- મિન્ની વલા કુવવતિન–*(૪) એવો લિબાસ ાશાક) પહેરો નહીં જેમાં બે પરદગી (ઉઘાડાપણું) ા. (૫) જે અમીરોની સ્ત્રી કીંમતી ઘરેણા અને શાક પહેરે છે તેમની પાસે વધારે બેસો નહીં. ાનું જોઇ અવશ્ય દુનિયાનો લોભ વધશે. (૬) ંદ (થીગળું) લગાડવામાં હલકાઈ સમજો નહીં. ગડુ (બહુ કીંમતી) પહેરો નહીં તેમજ મેલાં ાુ પહેરો નહીં. સાધારણ સ્થિતિમાં રહો. અને ાઈ રાખો. (૮) વાળમાં તેલ કાંસકી કરતાં ા પણ હમેશાં એજ ધુનમાં લાગ્યાં રહો નહીં ામાં મેંદી લગાડો (મરદને માટે મના છે.) (૯) ાાની ત્રણ ત્રણ સળી બંને આંખોમાં લગાડો. ૦) ઘરને સાફ રાખો.

## બીમારી અને ઇલાજનું બ્યાન.

(૧) બીમારને ખાવાપીવા માટે વધારે જબરાઇ ા નહીં. (૨) બીમારીમાં બદપરહેઝી કરો ાં. (૩) શરેહથી ઉલટું તઅવીજ દોરા ટોટ- ાો ઉપયોગ કદી કરતા નહીં. (૪) જો કોઇને ાર લાગી હોય તો જેનાપર શક હોય કે ફલાણાની નજર લાગી છે. તેનું મ્હોં અને બંને હાથ કોણી સુદ્ધાં તથા બન્ને પગ અને બન્ને જાંગો અને ઇસ્તનજાની જગાને ધોવડાવી તે પાણી એકઠું કરી નજર લાગેલા પર ઢોળી દો. ખુદા કરશે તો સારૂ થઇ જશે.† (૫) જે બીમારીથી બીજાઓને નફરત થાય છે.- (અણગમો ઉપજે છે) જેમકે ગુમડાં ખુજલી. એવા બીમારે પોતેજ સમજીને સૌથી અલગ અલગ રહેવું જેથી કોઇને તકલીફ થાય નહીં.

## ખ્વાબ (સ્વપ્નું) જોવાનું બયાન.

જો ડરામણું ખાબ નજરે પડે તો ડાબી તરફ ત્રણ વાર થૂંકો અને ત્રણ વાર અઉઝો બિલ્લાહે મિનશ શયતા નિર્રજીમ પઢો અને પાસું ફેરવી દો, અને કોઇ જોડે વાત કરો નહીં. ખુદા કરશે તો કંઈ નુકસાન થશે નહીં. (૨) જો ખ્વાબ કહેવું હોય તો એવા માણસને કહો કે જે અકલ- મંદ હોય અથવા તમારો ચાહનાર હોય જેથી બૂરી તઅબીર (મતલબ) ન કહે. (૩) જૂઠો ખ્વાબ બનાવીને કહેવું મોટો ગુન્હો છે.

## સલામ કરવાનું બ્યાન.

(૧) એક બીજાને સલામ કરતા રહો એવી રીતે કે અસ્સલામો અલૈકુમ. અને જવાબ આપવો કે વઅલૈકો મુસ્સલામ. બીજા બધા તરીકા ખરાબ છે× (૨) જે પહેલાં સલામ કરે તેને વધારે સવાબ મળે છે. (૩) જો કોઇ બીજાની સલામ લાવે તેને આવી રીતે જવાબ આપો અલૈહિમ વ અલૈકો મુસ્સલામ. (૪) જો કેટલાક માણસોમાંથી એકે સલામ કરી તો બધાની તરફથી થઇ ગઇ. તેવીજ આખી સભામાંથી એકે જવાબ આપ્યો તો તે પણ બધા તરફથી થઇ ગયો.

---

* સર્વ સ્તુતી અલ્લાહ માટે છે કે જેણે મને આ ાાવ્યું અને મને તેણે તે આપ્યું વગર મારે ફરે ા વગર શક્તિએ. ગુા. મો.

† નજર લાગવી બરહક છે એની સાબેતી કુરઆન હદીસથી છે અને આ ઉપાય પણ હદીસનો છે. ગુા. મો.

× કારણ કે સલામમાં તથા તેના જવાબમાં દોઆ છે. જેથી સલામ કરનારને તથા જવાબ આપનારને લાભ થાય છે. વળી એક સુંનત અદા કરવાનો સવાબ થાય છે. પણ આદાબ બંદગી કહેવામાં એમાંનું કંઇ નથી નકામો બકવો છે. ગુા. મો.

## બેસવા સુવા ચાલવાનું બયાન.

(૧) બની ઠનીને ઇતરાઇને ચાલો નહીં. (૨) ઊંધા સૂવું નહીં. (૩) એવી અગાશી ઉપર સૂવું નહીં કે જ્યાં આડ હોય નહીં કદાચ ગબડીને પડી જાઓ. (૪) કંઇક તડકો અને કંઇક છાંવડો હોય એવી જગાએ બેસો નહીં (૫) જો તમને કંઇક લાચારીએ બહાર જવું પડે તો સડકને કિનારે કિનારે ચાલો. ઓરતને માટે વચમાં ચાલવું બેશરમી છે.

## સૌમાં મળીને બેસવાનું બયાન.

(૧) કોઇને તેની જગાએથી ઉઠાડીને પોતે તેની જગાએ બેસો નહીં. (૨) કોઇ ઓરત મેહફીલમાંથી ઉઠી કંઇ કામ માટે જાએ અને અકલથી એમ જણાય કે હમણા પાછી આવશે. તો તેની જગાએ બીજીએ બેસવું જોઇએ નહીં તે જગાએ તેણીનોજ હક છે. (૩) જો બે સ્ત્રીઓ ખૈત પોતામાં ઇરાદો કરીને પાસે પાસે બેઠી હોય તો તમે તેની વચમાં જઇ બેસો નહીં. જો તે ખુશીથી બેસાડી લે તો કંઇ ડર જેવું નથી. (૪) જે સ્ત્રી તમને મળવા આવે તેને જોઇને જરા આપણી જગાએથી ખસી જાઓ. જેથી તે એમ જાણે કે મારી કદર કીધી. (૫) મેહફીલમાં સરદાર બનીને બેસો નહીં જ્યાં જગ્યા હોય ત્યાં ગરીબ બનીને બેસો. (૬) જ્યારે છીંક આવે મોં આગળ લુગડું અથવા હાથ મુકી દો અને ધીમી અવાજે છીંકો. (૭) બગાસાને જ્યાં સુધી બની શકે અટકાવો જો અટકે નહીં તો મ્હોં ઢાંકી લો. (૮) બહુ જોરથી હસો નહીં (૯) મેહફીલમાં નાક મોઢું ચઢાવીને કે મોં ફુલાવીને બેસો નહીં. નમ્રતાથી ગરીબ બનીને બેસો કોઇ વાતનો વખત હોય તો બોલો ચાલો. ગુન્હાની વાત કરો નહીં. (૧૦) મેહફીલમાં કોઇની તરફ પગ લંબાવી બેસો નહીં.

## જબાનને બચાવવાનું બયાન

(૧) વગર વિચારે કોઇ વાત કહો નહીં. વિચાર કરવાથી ખાતરી થઇ કે આ વાત કોઇ રીતે ખોટી નથી તો બોલો. (૨) કોઇને બેઇમાન કહેવું અથવા એમ કહેવું કે ફલાણી ઉપર ખુદાની માર ખુદાની ફિટકાર, ખુદાનો ગજબ પડે, દોજખ નસીબ થાએ. (ગમે તો માણસને કે જાનવરને) કહેવું એ બધા ગુન્હા છે. અને જેને એવું કહ્યું છે તે જો તેવો ન હોય તો એ બધી ફિટકાર પાછી વળીને તે કહેનારી ઉપર આવી પડે છે. (૩) જો તમને કોઇ ગેરવાજબી વાત કહે તો તેના બદલામાં તમે પણ તેટલુંજ કહી શકો છો જો જરા પણ તેથી વધારે કહેશો તો પોતે ગુન્હેગાર થશો (૪) દોગલી વાત મોં રખી નહીં કહો કે એને મોઢે એના જેવી અને તેને મોઢે તેના જેવી. (૫) ચાડી ચૂગલી કદી કરો નહીં કોઇની સાંભળો પણ નહીં (૬) જૂઠું કદી બોલો નહીં. (૭ ખુશામતથી કોઇને મોઢે તારીફ કરો નહીં અને પીઠ પછવાડે પણ હદથી વધારે તારીફ કરો નહીં. (૮) કોઇની કદી ગીબત કરો નહીં. ગીબત તેને કહે છે કે તેની પીઠ પાછળ તેની એવી વાત કરવી કે જો તે સાંભળે તો તેને દુઃખ લાગે અને તે વાત સાચીજ હોય. પણ જો તે વાત જૂઠી છે તો તોહમતદાર થાય છે એથી તો ઉલટો વધારે ગુન્હો છે. (૯) કોઇની જોડે તકરાર નહીં કરો પોતાની વાતને ઉંચી નહીં કરો. (૧૦) વધારે હસો નહીં એથી દિલની રોનક જતી રહે છે. (૧૧) જે માણસની ગીબત કરી છે તેનાથી માફ ન કરાવી શકો તો તે માણસ માટે મગફીરત (છૂટકારાની દુઆ) કરતા રહો. ઉમેદ છે કે કિયામતમાં માફ કરી દે. (૧૨) જૂઠો વાયદો કરો નહીં. (૧૩) એવી હંસી કરો નહીં કે જેથી બીજો હલકો પડે. (૧૪) આપણી કોઇ ચીજ કે હુનરપર મોટાઇ બતાવો નહીં (૧૫) શએર અશઆરનો ધંધો કરો નહીં. હા, જો મજમૂન (બાબત) શરઅની ખિલાફ હોય નહીં અને ધીમા અવાજથી કદી કદી દુઆ અથવા નસીહતની શેઅર પઢી લો તો કંઇ હરકત નથી. (૧૬) સુણી સુણાઇ વાતો કરો નહીં કેમકે ઘણું કરી એવી વાતો જૂઠી હોય છે.

## જુદી જુદી વાતોનું બયાન.

(૧) કાગળ લખી તેપર માટી નાખ્યા કરો આથી તે કામમાં આસાની થાય છે કે જે

માટે કાગળ લખાયો હોય * (૨) જમાનાને
વો નહિં. (૩) બહુ ચાવી ચાવીને વાતો કરો
તેમ વાતમાં બહુ લંબાણ કે વધારો કરો નહીં
ર જેટલી વાત કરો. (૪) કોઇના ગાવા તરફ
લગાડો નહીં. (૫) કોઇની બુરી સુરત યા બુરી
ના ચાળા પાડો નહીં. (૬) કોઇની એબ જુઓ
તે છુપાવો બધે કહેતી ફરો નહીં (૭) જે
કરો વિચારોને પરિણામ સમજી નિરાંતે
. જલદીથી ઘણાં કામ બગડી જાય છે.
કોઇ તમારાથી સલાહ લે તો તેજ સલાહ
પો કે જે તમે ભલી સમજતા હોય. (૯) જ્યાં
ી બની શકે ત્યાં સુધી ગુસ્સાને રોકો. (૧૦)
ાથી આપણું કહેવું સાંભળ્યું માફ કરાવી લો.
ં તો કેયામતમાં બહુ મુશીબત થશે. (૧૧) બી-
ઓને પણ નેક કામ બતાવતી રહો. ખોટી વા-
ી મના કરતી રહો. બિલકુલ કબૂલ કરવાની
દ ન હોય અગર શક હોય કે એ ઇજા પહોં-
શે તો ચુપકી દુરસ્ત છે પણ ખોટી વાતને
ાથી ખોટી માનો અને લાચારી વગર એવા
ગુસોથી મળો નહીં.

# દિલને શણગારવું.

## બહુ ખાવાનો લોભ અને તેની બુરાઈ તથા ઈલાજ વિષે.

ઘણાએક ગુનાહો પેટને વધારે પાળવાથી થાય
એમાં કેટલીક વાતોનો ખ્યાલ રાખો. સ્વાદવાળું
ાવાની ટેવ રાખો નહીં. હરામ રોજીથી બચો.
થી વધારે ખાઓ નહીં. પણ બે ચાર લુકમા
ાળીયા) ની ભૂખ રાખીને ખાઓ. એથી ઘણા
દા છે. એક તો દિલ સાફ રહે છે. જેથી ખુદા-
આલાની નેઅમતોની ઓળખાણ થાય છે. તથા
હાતઆલાથી મોહબ્બત પેદા થાય છે, બીજું
લમાં રિકકત (નમ્રતા) અને નરમી પેદા થાય છે.
થી દોઆ અને ઝિકરમાં મજા પડે છે. ત્રીજું નફસમાં
ાનમાં)થી મોટાઇ અને નાફરમાની દૂર થાય છે.
ચોથું નફસને થોડી તકલીફ પહોંચે છે અને તેથી
ખુદાપાકનો અઝાબ (સજા) યાદ આવે છે. એ
કારણોથી નફસ ગુનાહોથી બચે છે. પાંચમું ગુનાહોની
રગબત (વલણ) ઓછી થાય છે. કે તબીયત
હલકી રહે છે. ઉંઘ ઓછી આવે છે. તહજ્જોદ
(મધ્ય રાતની નમાઝ) અને બીજી ઇબાદતમાં સુસ્તી
થતી નથી સાતમું ભુખ્યા અને લાચારો ઉપર રહેમ
આવે છે. એટલુંજ નહીં પણ દરેક સાથે
રહેમદિલી પેદા થાય છે.

## વધુ બોલવાનો લોભ અને તેની બુરાઈ તથા ઈલાજ વિષે.

નફસને વધારે બોલવામાં મજા પડે છે. અને
એથી સેંકડો ગુનાહોમાં ફસાઇ જાય છે. જૂઠ, ગીબત
કોસવું, કોઇને મેણાં મારવાં, પોતાની મોટાઇ
બતાવવી, નકામા કોઇ જોડે તકરાર કરવી, અમી-
રોની ખુશામત કરવી, એવી હંસી કરવી કે જેથી
બીજાનુ દિલ દુઃખે. એ બધી આફતોથી બચવું
ત્યારેજ થઇ શકે છે કે જબાનને રોકે. અને તેને
રોકવાનો તરીકો એજ છે કે જે વાત કહેવી હોય
તે દિલમાં આવતાંજ કહી નાંખે નહીં પણ પ-
હેલાં ખૂબ વિચાર કરી લે કે આ વાતમાં કોઇ
જાતનો ગુનો છે કે સવાબ, અથવા તો ન ગુનો
હોય ન સવાબ, જો તે વાત એવી છે કે જેમાં
થોડો કે વધારે ગુનો છે તો બિલકુલ જબાન
બંધ કરી લો, જો મન બહુજ થઇ આવે તો
મનને એમ વાળો કે હમણાં થોડુંક મનને મારવું
સહેલ છે અને દોઝખનો અજાબ બહુ સખ્ત છે.
જો તે વાત સવાબની છે તો કહી દો. જો તેમાં
ન સવાબ કે ન ગુનો હોય તો કહો નહીં. અને
જો બહુજ મન થઇ આવે તો થોડીક કહીને ચુપ
થઇ જાઓ. દરેક વાતમાં એ રીતે વિચારતાં રહો.
થોડા દિવસમાં બુરી વાત કહેવાથી એની મેળે
અણગમો થઇ આવશે અને જબાનની સંભાળ
માટે એક ઇલાજ એ પણ છે કે જરૂર વગર કોઇ
જોડે મળો નહીં. જ્યારે એકાંત થઇ જશે પોતાની
મેળેજ જબાન ચુપ થઇ જશે.

* શાહી ઉપર રેતી નાખવી પણ એજ કાયદામાં
ગ્રા. મો.

## ગુસ્સાની બુરાઇ અને તેનો ઇલાજ.

ગુસ્સામાં અક્કલ ઠેકાણે રહેતી નથી. અને અંજામ (પરિણામ) વિચારવાનું ભાન રહેતું નથી. તેથી ખરૂં ખોટું બોલાઈ જાય છે. અને હાથથી પણ સખતી થઇ જાય છે. તે માટે તેને બહુ રોકવો જોઇએ. અને તેને અટકાવવાનો તરીકો એ છે કે સૌથી પહેલાં એમ કરવું કે જેની પર ગુસ્સો આવ્યો હોય તેને પોતાની આગળથી જલદીથી હટાવી દો. જો તે ન ખસે તો પોતે તે જગાએથી ખસી જાય પછી વિચાર કરે કે એ માણુસ જેટલે દરજ્જે મારો કસુરવાન છે. તેથી વધારે હું ખુદાપાકની કસુરવાન છું અને જેમ હું ઇચ્છું છું કે ખુદાતઆલા મારી ખતા માફ કરી દે, એવીજ રીતે મને પણ જોઇએ કે હું પણ તેણીની ખતા માફ કરી દઉં. અને જબાનથી અઉઝો બિલ્લાહ-કેટલીક વખત બોલે. અને પાણી પી લે અથવા વોજુ કરી લે. એથી ગુસ્સો જતો રહેશે. ફરી જ્યારે અક્કલ ઠેકાણે આવી જાય ત્યારે પણ જો તે કસુરપર સજા દેવી વાજબી જણાય તો (અથવા તો સજા કરવામાં કસુરવાનનીજ ભલાઇ રહેલી હોય જેમકે આપણી ઓલાદને સુધારવાની જરૂર છે અથવા તો સજાથી બીજાને ફાયદો છે જેમકે તે માણુસે બીજા પર જુલમ ગુજાર્યો હતો હવે જેની ઉપર જુલમ થયો છે તેની મદદ કરવી અને તેને માટેનો બદલો લેવો જરૂર છે માટે સજાની જરૂર છે) તો પહેલાં ખૂબ સમજી લો કે આટલી ખતાની કેટલી સજા હોવી જોઇએ. જ્યારે શરેઅ મુજબ આ બાબત વિષે પૂર્ણ રીતે ખાત્રી થઇ જાય તે મુજબ અમુક સજા કરે. થોડાક દિવસ એ પ્રમાણે ગુસ્સો રોકવાથી પછી એની મેળે કાબુમાં આવી જશે અને તેજી જતી રહેશે. અને કીનો (કપટ) પણ એજ ગુસ્સાથી પેદા થાય છે. જ્યારે ગુસ્સામાં ઉપર મુજબ સુધારો થઇ જશે કીનો પણ દિલમાંથી નીકળી જશે.

## હસદ (અદેખાઇ)ની બુરાઈ અને તેનો ઇલાજ.

કોઇને ખાતો પીતો અથવા ફલતો ફુલતો (રોજ બરોજ ચઢતી થવી) અથવા ઇજ્જત આબરૂથી રહેતો જોઇ દિલમાં બળવું અને પરિતાપ થવું અને તેની પડતીથી ખુશ થવું એને હસદ કહે છે. એ બહુ ખોટી વાત છે. એમાં ગુનો પણ છે. એવાં માણુસની આખી જીંદગી તલખી (કડવાસ)થી ગુજરે છે. મતલબ કે તેની દુનિયા અને દીન બન્ને મીઠાશ વગરના છે. માટે એ આફતથી નીકળવા માટે બહુ કોશીશ કરવી જોઇએ. અને તેનો ઇલાજ એ છે કે પહેલાં એમ વિચારે કે મારા હસદથી મોજ નુકસાન અને તકલિફ છે. તેને શું નુકસાન છે. અને મને એ નુકસાન છે કે મારી નેકીઓ બરબાદ થાય છે. કેમકે હદીસમાં છે કે હસદ નેકીયોને એવી રીતે ખાઇ જાય છે. કે જેવી રીતે અગ્નિ લાકડાંને ખાઇ જાય છે. અને તેનું કારણ એવું છે કે જાણે હસદ કરનારી અલ્લાહ તઆલાપર ટીકા કરે છે. ફલાણો માણુસ એ લાયક નહોતો તેને નેઅમત કેમ આપી તો એમ સમજો કે તોબાહ તોબાહ અલ્લાહ તઆલાનો મુકાબલો કરે છે. તો કેટલો ભારે ગુનો થશે. અને તકલીફ તો ખુલ્લીજ છે કે હમેશાં શોક અને પરિતાપમાં રહે છે. અને જેપર હસદ કર્યો હોય તેનું કંઇ બગડતું નથી. કેમકે ગમે તેટલું હસદ કરીએ તો પણ તેથી તેને મળેલી નેઅમત જતી રહેતી નથી પણ ઉલટું તેને તો વધારે નફો થાય છે કે હસદ કરનારીની નેકીઓ તેની પાસે જતી રહેશે. જ્યારે એવી એવી વાતોનો વિચાર કરી લો તો પછી એમ કરવું કે પોતાના દિલપર જબરાઇ કરી જે શખસ માટે હસદ આવ્યો હોય તેની તારીફ (બીજાઓને મોઢે) કરો અને ભલાઇ કરો અને એમ કહો કે અલ્લાહ તઆલાનો શુકર છે કે તેની પાસે એવી એવી નેઅમતો છે. અલ્લાહ તઆલા તેથી બમણી આપો. જો તે માણુસથી મળવું થાય તો તેની તઅઝીમ (ઇજ્જત) કરે અને તેની સાથે નમ્રતાથી વર્તે. પહેલ વહેલાં એવી વર્તણુકથી નફસને તો ઘણી તકલીફ થશે પણ ધીમે ધીમે આસાની થઇ જશે અને હસદ જતો રહેશે.

૨૧૯૦૧



## દુનિયા અને માલની મોહબ્બતની બુરાઈ અને તેનો ઇલાજ.

માલની મોહબ્બત એવી બુરી ચીજ છે કે જ્યારે એ મનમાં સમાય છે તો હક તઆલાની યાદ અને મોહબ્બત તેમાં સમાતી નથી. કેમકે એવા માણસને હંમેશાં એજ ધુન લાગી રહે છે કે રૂપીયા કેવી રીતે આવે કેવી રીતે ભેગા થાય લુગડાં ઘરેણાં આવાં હોવાં જોઇએ. ફલાણી સામગ્રી શી રીતે થાય. આટલાં વાસણ થઇ જાય. આટલી વસ્તુઓ થઇ જાય આવાં ઘર બનાવવાં જોઇએ. આવા બગીચા બનાવવા જોઇએ મીલકતો ખરીદ કરવી જોઇએ. વગેરે. જ્યારે રાત દિવસ એમાંજ મન લાગેલું રહે છે તો પછી ખુદા તઆલાને યાદ કરવાની ફુરસદ કયાંથી મળશે. એક બુરાઇ એમાં એ છે કે જ્યારે એની મોહબ્બત દિલમાં જમી જાય છે તો મરીને ખુદાની પાસે જવું તેને સારૂં લાગતું નથી. કેમકે એવો ખ્યાલ આવે છે કે મરતાંજ આ બધો એશ (વૈભવ) જતો રહેશે અને કદી ખાસ મરતી વખતે દુનિયાથી છૂટવું ખોટું લાગે છે. અને જ્યારે તેને એમ જણાય છે કે અલ્લાહ તઆલાએ દુનિયાથી છોડવી છે તો (તોબાહ-તોબાહ) અલ્લાહથી દુશ્મની થઇ જાય છે. અને તેનો ખાતેમાહ (છેલ્લી આખર) કુફર પર થાય છે. વળી એપણ બુરાઇ છે કે જ્યારે માણસ દુનિયા એકઠી કરવામાં મચી જાય છે તો તેને હલાલ હરામનો ખ્યાલ રહેતો નથી. આપણું કે પારકું કંઇ સૂઝતું નથી. જૂઠ કે દગાની પરવા કરતો નથી બસ એજ નૈયત રહે છે કે જ્યાં ત્યાંથી ભરી લેવું. એટલાજ માટે હદીસમાં આવ્યું છે કે દુનિયાની માયા એ સર્વે ગુનાહોનું મૂળ છે. જ્યારે એ એવી બુરી ચીજ છે તો દરેક મુસલમાને કોશીષ કરવી જોઇએ કે એ બલાથી બચે. અને પોતાના મનમાંથી આ દુનિયાની માયાને દૂર કરે જેનો એક ઇલાજ તો આ છે કે મોતને ઘણી વાર યાદ કરે અને દરેક વખતે વિચારે કે આ બધો સામાન એક વખતે છોડવો પડશેજ તો પછી એમાં મન લગાડવું શા કામનું, એટલુંજ નહીં પણ જેમ જેમ વધારે જીવ લાગશે તેમ તેમ છોડતી વેળા ભારે પશ્ચાતાપ થશે. બીજું સંબંધ વધારે નહીં. એટલે ઘણાં જોડે મેળાપ સંબંધ લેવડ દેવડ વધારવાં નહીં. જરૂર કરતાં વધારે સામાન વસ્તુઓ મકાનો મીલકતો એકઠાં કરે નહીં. કારભાર રોજગાર વેપાર હદથી વિશેષ ફેલાવે નહીં. એ સર્વ જરૂર જેટલાં અને આરામ સુધી રાખે. મતલબ કે દરેક સાધન થોડાં રાખે. ત્રીજું ફુઝુલ ખરચી (નકામું ખરચ) ન કરે. કેમકે તેમ કરવાથી આવકની લાલચ વધે છે. અને તે લોભથી બધી ખરાબી પેદા થાય છે. ચોથું હલકું ખાવા પહેરવાની ટેવ રાખવી. પાંચમું ગરીબોમાં વધારે બેસવું. અમીરોથી ઓછા મળતા રહેવું. કેમકે તેમનામાં મળવાથી દરેક ચીજની લાલચ થાય છે. છઠ્ઠું જે મહાપુરૂષોએ દુનિયા મૂકી દીધી છે તેમની હકીકત તથા વાર્તાઓ વાંચતા રહેવું. સાતમું જે ચીજપર વધારે દિલ લાગેલું હોય તેને ખૈરાત કરી દો. અથવા વેચી નાંખો ખુદા કરશે તો એ તદબીરોથી દુનિયાની મોહબ્બત દિલમાંથી નીકળી જશે અને મનમાં જે લાંબા લાંબા ઉમંગો થતા હતા કે આમ એકઠું કરીએ આમ સામાન ખરીદ કરીએ. ઓલાદ માટે મકાનો અને જાગીરો મૂકી જઇએ વિગેરે. જ્યારે દુનિયાની મોહબ્બત જતી રહેશે તો એવા ઉમંગોનો પોતાની મેળે નાશ થશે.

## કંજુસપણાની બુરાઇ અને તેનો ઇલાજ.

ઘણાં ખરા હકો કે જેનું અદા કરવું ફરજ અને વાજેબ છે. જેમકે જકાત, કુરબાની, કોઇ લાચારની મદદ કરવી, આપણાં ગરીબ સગાં સંબંધીઓ સાથે વિવેક કરવો, કંજુસાઇથી એ હક અદા થતાં નથી એનો ગુનો થાય છે. એ તો દીનનું નુકશાન છે. કંજુસ માણસ બધાની નજરોમાં નીચ અને હલકો અને નકામો દેખાય છે. એ દુનિયાનું નુકસાન છે. એથી વિશેષ કઇ બુરાઇ હોવી જોઇએ? તેનો ઇલાજ (૧) માલ અને દુનિયાની મોહબ્બત દિલથી દૂર કરે. જ્યારે તેની

મોહબ્બત દિલમાંથી જતી રહેશે તો કોઇ રીતે કંજુસાઇ થઇ શકવાની નથી. (૨) જે વસ્તુ આપણે જોઇએ તે કરતાં વધારે હોય તો પોતાના દિલપર ભાર મૂકીને (મન કડવું કરીને) તે કોઇને આપી દે. જોકે મનને ખમવું પડશે. પણ હીંમત કરીને એ લાગણીને સહન કરે, જ્યાં સુધી એ કંજુસાઇની અસર બિલકુલ દિલમાંથી નીકળી જાય નહીં ત્યાં સુધી એવી રીતે કરતી રહે.

## નામ અને વખાણને* ઇચ્છવાની બુરાઇ અને તેનો ઇલાજ.

જ્યારે માણસના દિલમાં તેની ઇચ્છા થાય છે તો બીજાની નામના અને વખાણ સાંભળી બળાપો થાય છે અને હસદ કરે છે. અને હસદની બુરાઇ આગળ કહેવામાં આવી છે. અને બીજા માણસની બુરાઇ અને હલકાઇ સાંભળી મન ખુશ થઇ જાય છે. એ પણ મોટા ગુન્હાની વાત છે કે માણસ બીજાનું બુરૂં ચાહે છે. અને એક એ પણ બુરાઇ છે કે કદીતો નાજાયઝ (ગેરવાજબી રીતે) નામના મેળવવામાં આવે છે. જેમકે નામના માટે શાદી વગેરેમાં ઘણો ખુબ માલ ઉડાવ્યો. નકામું ખરચ કર્યું અને તે માલ કદી લાંચ ખાઇ એકઠો કર્યો અથવા વ્યાજુ કરજે લીધા તો એ બધા ગુન્હા ફકત એ નામના ખાતર કરવા પડયા. એથી દુનિયામાં નુકસાન એ થાય છે કે એવા માણસના દુશ્મન અને હાસિદ (ઇર્ષા કરનાર) ઘણાં થાય છે. તેઓ તેને હંમેશાં હલકો પાડવા અને બદનામ કરવા તથા નુકસાન અને ઇજા પહોંચાડવાની ફિકરમાં રહે છે, એનો પહેલો ઉપાય એ છે કે મનમાં એમ વિચારે કે જેઓની નજરોમાં એની નામના અને વખાણ દેખાશે તેઓ પણ રહેવાના નથી અને હું પણ રહેવાની નથી થોડા દિવસો પછી કોઇ પુછશે પણ નહીં તોપછી એવી નાશ થનારી ચીજ માટે ખુશ થવું નાહકની છે. બીજો ઉપાય એ છે કે કોઇ એવું કામ કરે જે શરેઅથી ઉલટું ન હોય પણ તે લોકોની નજરોમાં હલકું અને બદનામી થઇ જાય જેમકે વરમાંની બચેલી વધેલી વાસી રોટલીઓ ગરીબોને સસ્તામાં વેચવા માંડે એથી ઘણી ફજેતી થશે.

* એને અરબીમાં હુબ્બેજાહ કહે છે. કર્તા.

## અભિમાન અને શેખીની બુરાઈ અને તેનો ઇલાજ.

ગરૂર અને શેખી તેને કહે છે કે માણસ પોતાની જાતને એમ સમજે કે ઇલમમાં કે ઇબાદતમાં અથવા દીનદારી કે હસબ નસબ (નાતજાતમાં) કે માલ મિલકત કે ઇજ્જત આબરૂ કે અક્કલમાં કે કોઇ બીજી બાબતમાં બીજાઓથી પોતે વિશેષ છે. અને બીજાઓને પોતાનાથી ઓછો અને હકીર (હલકા) સમજે એ મોટો ગુનો છે. હદીસમાં છે કે જેના દિલમાં રાઇ બરાબર અભિમાન હશે તે જન્નતમાં દાખલ થશે નહીં. અને દુનિયામાં પણ એવા માણસ તરફ લોકો દિલમાં નફરત કરે છે અને તેના દુશ્મન થાય છે. જો કે ડરને લીધે જાહેરમાં આવભગત કરે છે. વળી એવો માણસ કોઇની શીખામણને માનતો નથી એ તેમાં મોટી બુરાઇ છે. કોઇના કહેવાથી હક પણ કબુલ કરતો નથી પણ ઉલટું ખોટું માને છે. અને શીખામણ આપનારને નુકસાન પહોંચાડવા તૈયાર થાય છે. એનો ઉપાય એ છે કે માણસ પોતે શું છે તે વિષે વિચાર કરે કે હું માટી અને નાપાક પાણીથી પેદા થએલી છું બધી ખુબીઓ અલ્લાહ તઆલાની આપેલી છે. જો તે ઇચ્છે તો હમણાં બધી લઇ લે. તો પછી શેખી શાપર કરૂં. અને અલ્લાહ તઆલાની મોટાઇને સંભારે તે વખતે પોતાની મોટાઇને ભુલી જશે. અને જેને તેણે હકીર સમજ્યા છે તેની સામે આજીજીથી વરતે અને તેની ઇજ્જત કરે એટલે શેખી દિલમાંથી નીકળી જશે. જો બીજી વધારે હીંમત ન હોય તો પોતાની ઉપર એટલી વાત નકકી કરી લે કે જ્યારે કોઇ નાના દરજ્જાનો માણસ મળે તો પહેલાં પોતેજ સલામ કરી લે. ખુદા કરશે તો એથીએ મનમાં બહુ આજીજી આવી જશે.

### ઇતરાવવાની અને પોતાની (જાતને) શ્રેષ્ઠ સમજવાની બુરાઈ અને તેનો ઇલાજ.

જો કોઇ પોતાને સારો સમજી અથવા લુગડાં કે ઘરેણાં પહેરી ઇતરાય જો કે બીજીઓને બુરી કે ઓછી નહીં સમજે તોપણ એ વાત ખોટી છે. હદીસમાં છે કે એ ખસલત દીનને બરબાદ કરે છે, અને એમ પણ છે કે એવો માણસ પોતાને શણગારવાની ફિકર કરતો નથી. કેમકે જ્યારે તે પોતાને સારી સમજે છે તો તેને પોતાની બુરાઇયો કદી જણાશે નહીં એનો ઉપાય એ છે કે આપણી એબોને જોતા રહેવું અને વિચારતા રહેવું અને એમ સમજવું કે જે ગુણો મારામાં સારા છે તે ખુદાપાકની નેઅમત છે. મારી કોઇ પ્રવિણતા નથી એમ વિચારી ખુદા તઆલાનો શુકર કરતા રહેવું અને દોઆ કરવી કે અલ્લાહ તઆલા એ નેઅમતોને મટાડે નહીં.

### નેક કામ દેખાડવા માટે કરવાની બુરાઈ અને તેનો ઇલાજ

આ દેખાવ કેટલીક તરેહના હોય છે. કોઇ વખતે સાફ જબાનથી થાય છે કે અમે આટલું કુરઆન પઢયા. અમે રાતે ઉઠયા હતા કોઇ વખતે બીજી વાતોમાં મળેલો હોય છે. જેમકે કંઇ બદદુઓ વિષે વાત નીકળી હતી અને કોઇએ કહ્યું કે નહીં સાહેબ એ બધી વાતો ભૂલ ભરેલી છે. અમારી સાથે તો આવી રીતે વર્તયા હતા તો હવે કંઇ બીજીજ હતો પણ એમાંજ એ વાત પણ બધાએ જાણી લીધી કે એમણે હજ કરેલ છે. કોઇ વખતે કામ કરવાથી થાય છે. જેમકે દેખાડવાની નેયતથી બધાંની રૂબરૂ તસબીહ લઇ બેસી ગઇ, અથવા કોઈ વખતે કામને શણગારવાથી થાય છે. જેમકે કોઇને ટેવ હોય છે કે હમેશાં કુરઆન પઢે છે પણ ચાર સ્ત્રીઓની સાથે બનાવી બનાવીને પઢવું શરૂ કરી દે. કોઇ વખતે સુરત શિકલથી થાય છે જેમકે આંખો મીચીને માથું નમાવી બેસી ગઇ જેથી જોનાર સમજે કે બહુ અલ્લાહવાળી છે. દરેક વખતે એજ ધ્યાનમાં મચેલી છે. રાતે બહુ જાગેલી છે ઉંઘને લીધે આંખો બંધ થઇ જાય છે. એવીજ રીતે એ દેખાવો કંઇ તરેહના થાય છે, ગમે તે પ્રકારનો હોય બહુ ખોટો છે. જે નેક કામો એવી રીતે દેખાવ માટે કરેલાં છે તે માટે કયામતને દહાડે સવાબને બદલે ઉલટા દોઝખનો અજાબ થશે એનો ઇલાજ એજ છે કે જે ઉપર નામ અને વખાણનો ઇલાજ લખી ચૂકયા છીએ. કેમકે દેખાવની મતલબ એવીજ હોય છે કે મારી નામના અને વખાણ થાય.

### જરૂરી જણાવવા જોગ વાતો

ઉપર જે બુરી વાતોના ઇલાજ બતાવવામાં આવ્યા છે તે મુજબ બે ચાર વાર વર્તવાથી કામ ચાલે એમ નથી. અને એ બુરાઇઓ દૂર થતી નથી. જેમ કે ગુસ્સાને બે ચાર વાર રોકવાથી કંઇ એ રોગની જડ જતી નથી. એકાદવાર ગુસ્સો ન આવ્યો તો તેથી એમ ધોકામાં આવવું નહીં કે મારૂં મન શુદ્ધ થઇ ગયું. એ માટે તો ઘણા દિવસો સુધી એ ઇલાજ મુજબ વર્તવું જોઇએ. અને જયારે ગફલત થઇ જાય ત્યારે અફસોસ અને પસ્તાવો કરે અને આગળ માટે ખ્યાલ રાખે મુદ્દતો વિત્યા બાદ ઇન્શા અલ્લાહ તઆલા એ બુરાઇઓની જડ જતી રહેશે.

### એક બીજી જરૂરી કામની વાત.

મનની અંદરની જે જે બુરાઇઓ છે. અને હાથ પગથી જેટલા ગુના થાય છે તેના ઇલાજનો એક આસાન તરીકો એ પણ છે કે જ્યારે નફસથી કંઇ શરારત અને બુરાઇ અથવા ગુનાનું કામ થઇ જાય તો તેને કંઇ સજા આપતાં રહેવું જોઇએ અને બે જાતની સજા સહેલી છે કે જે દરેક માણસ કરી શકે છે. પહેલી એ કે પોતાને માથે કંઇક આનો બે આના કે રૂપિયો બે રૂપિયા શકિત મુજબ દંડ તરીકે નક્કી કરે જ્યારે કંઇ બુરાઇ થઇ જાય કે તે મુજબની દંડની રકમ ગરીબોને વહેંચી આપે. ફરી જો તેમ થાય તો તેમ કરે. ફરી બીજી સજા એ છે કે એક વખત અથવા બે વખત ખાવાનું ખાય નહિ

ઇન્શાઅલ્લાહ ઉમેદ છે કે જો કોઇ એ સજાઓને નિભાવશે (તે મુજબ કરશે) તો બધી બુરાઇઓ દૂર થઇ જશે. આગળ સારી વાતોનું બ્યાન છે જેથી દિલ સુધરશે.

## તોબાહ અને તેનો તરીકો.

તોબાહ એવી ઉમદા ચીજ છે કે તેથી બધા ગુના માફ થઇ જાય છે. અને જે માણુસ પોતાની હાલતનો વિચાર કરશે કે કોઇ કોઇ વખતે અમુક ગુનો બની જાય છે. તો જરૂર તોબાહને જરૂરી વાત સમજશે. તે મેળવવાનો તરીકો આ છે કે કુરઆન અને હદીસમાં જે જે ગુનાહો ઉપર અજાબને માટે ડરાવવામાં આવ્યા છે તેને યાદ કરે. અને વિચાર કરે જેથી દિલ દુખશે અને તે વખતે જોઇએ કે જબાનથી પણ તોબાહ કરી લે. અને જે રોજા નમાઝ વગેરે કઝા થયાં હોય તેને કઝા પણ કરે જો બંદાઓના હકો તોડયા હોય તો તે માટે તે બંદાઓથી માફ કરાવી લે અથવા તો તેમના હક અદા કરે. અને જે એવાજ ગુના હોય તે માટે ખૂબ દિલગીરી (બળાપો) કરે અને રડવા જેવું મોં કરી ખુદા તઆલાથી ખૂબ માફી માગે.

## ખુદા તઆલાથી ડરવું અને તેનો તરીકો.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે મારાથી ડરો. ખોફ એવી સારી ચીજ છે કે માણુસ તેને લીધે ગુનાહોથી બચે છે. એનો તરીકો એજ છે કે જે તોબાહને માટે કહેવામાં આવ્યો છે. ખુદા તઆલાના અજાબને યાદ કરે અને વિચાર કરતી રહે.

## અલ્લાહ તઆલાથી ઉમેદ રાખવી અને તેનો તરીકો.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે હકતઆલાની રહમતથી નાઉમેદ થાઓ નહીં. અને ઉમેદ એવી સારી ચીજ છે કે એથી નેક કામો માટે ઉત્સાહ વધે છે, અને તોબાહ કરવાની હીમત થાય છે. એનો તરીકો એ છે કે અલ્લાહ તઆલાની રહમતને યાદ કરે અને વિચારતી રહે.

## સબર અને તેનો તરીકો

મનને દીનની બાબતપર પાબંદ રાખવું અને દિનની વિરૂધ્ધ મનથી કોઇ કામ થવા દેવું નહીં. એને સબર કહે છે. અને એના કેટલાક પ્રસંગ છે. એક મોકો (પ્રસંગ અથવા વખત) એ છે કે માણુસ સુખ ચેનની હાલતમાં હોય ખુદાતઆલાએ તન્દુરસ્તી આપી હોય. માલ દોલત ઇજ્જત આબરૂ નોકર ચાકર આલ ઓલાદ ઘરબાર સરસામાન આપ્યાં હોય એવા વખતનો સબર એ છે કે મગજ ખરાબ ન થાય. ખુદા તઆલાને ભૂલી જાએ નહીં. ગરીબોને હકીર (હલકા) સમજે નહીં તેમની સાથે નરમી અને એહસાન કરતી રહે. બીજો મોકો ઇબાદતનો વખત છે કે તે વખતે નફસ (મન) આળસ કરે છે જેમકે નમાઝ માટે ઉઠવામાં, અથવા તો મન કંજુસાઈ કરે છે જેમકે ઝકાત ખેરાત વગેરે આપવામાં, એવે વખતે ત્રણ જાતના સબરની જરૂર છે. એક તો ઇબાદતની પહેલાં કે નૈયત દુરૂસ્ત રાખે કે મનની કોઇ ગરજ ન હોય બલકે અલ્લાહને વાસ્તેજ તે કામ કરે, બીજું ઈબાદતની વખતે કમ હીંમત થાય નહીં જેવી રીતે ઇબાદતનો હક છે તે મુજબ બરાબર અદા કરે. ત્રીજું ઇબાદતની પછી કે કોઇની રૂબરૂ તે વિષે વાત કરે નહીં. ત્રીજો મોકો ગુનાનો વખત છે તે વખતનો સબર એ છે કે મનને ગુનાથી અટકાવે. ચોથો મોકો તે છે કે કોઇ માણુસ એને તકલીફ પહોંચાડે કે બુરો ભલો કહે તે વખતનો સબર એ છે કે બદલો લે નહીં ખામોશ થઇ જાય, પાંચમો મોકો મુસીબત અને બીમારી કે માલનો નુકસાન અથવા કોઇ નજીકના વહાલા સગાનું મરણ છે. તે વખતનો સબર એ છે કે જીભથી શરેઅથી ઉલટું બોલે નહીં. બયાન કરીને રડે નહીં. બધી જાતનાં સબરનો તરીકો એ છે કે એ બધા મોકાના સવાબોને યાદ કરે, અને એમ સમજે કે એ બધી વાતો મારા ફાયદાને માટે છે. અને વિચારે કે બેસબરી કરવાથી તકદીરનું લખેલું

કંઇ ટળવાનું નથી. તો પછી નકામો સવાબ શા માટે ખોવો જોઇએ.

## શુકર અને તેનો તરીકો.

ખુદાતઆલાની નેઅમતોથી ખુશ થઇ ખુદાતઆલાની મોહબ્બતનું દિલમાં પેદા થવું અને તે મોહબ્બતથી એ શોખનું થવું કે જ્યારે તે અમને એવી એવી નેઅમતો આપે છે તો તેની ખૂબ ઇબાદત કરો. અને એવી નેઅમતો આપનારના હુકમ નહીં માનવા એ બહુ શરમની વાત છે. એ ખુલાસો શુકરનો છે. એનો ખુલ્લું છે કે જ્યારે બંદા ઉપર દરેક વખતે અલ્લાહ તઆલાની હજારો નેઅમતો છે. જો કોઇ મુસીબત પણ છે તો તેમાં એ બંદાનોજ ફાયદો રહેલો છે તો તે પણ નેઅમત છે. જ્યારે દરેક વખતે નેઅમતો છે તો દરેક વખત દિલમાં ખુશી અને મોહબ્બત પણ રહેવાં જોઇયે. અને કદીએ ખુદાતઆલાના હુકમ મુજબ પાળવામાં કમી કરવી જોઇએ નહીં. એનો તરીકો એ છે કે હંમેશાં ખુદાતઆલાની નેઅમતોને યાદ કરતાં રહેવું અને વિચાર કરતા રહેવું.

## ખુદાતઆલાપર ભરોસો રાખવો અને તેનો તરીકો.

એ દરેક મુસલમાનના જાણવામાં છે કે ખુદાતઆલાના ઇરાદા વગર કોઇ જાતનો નફો કે નુકસાન થઇ શકે એમ નથી. તો એ વાત જરૂરની છે કે જે કામ કરે તેમાં પોતાની તદબીરપર ભરોસો કરે નહીં. ખુદાતઆલાપરજ નજર રાખે. અને કોઇ મખલૂક ( પેદા થએલી વસ્તુ ) થી વધારે આશા રાખે નહીં. કોઇથી બહુ ડરવું પણ નહીં એટલું સમજી લે કે ખુદાની મરજી વગર કોઇ કંઇ કરી શકતું નથી. કે જેને ભરોસો અથવા તવક્કુલ કહે છે. એનો તરીકો એજ છે કે અલ્લાહતઆલાની કુદરત અને હિકમત (ડહાપણ) ને અને મખલુકના નાચીજ થવાને ખુબ વિચારે અને યાદ કર્યા કરે.

## ખુદા તઆલાથી મોહબ્બત કરવી અને તેનો તરીકો.

અલ્લાહ તઆલાની તરફ મનનું ખેંચાવું અને અલ્લાહ તઆલાની વાતોને સાંભળીને અને તેમના કામોને જોઇને મનને રસ પડે (સારૂં લાગે મજા પડે) એ મોહબ્બત છે. એનો તરીકો એ છે કે જેમ બને તેમ અલ્લાહ તઆલાનું નામ બહુજ લેતા રહેવું. અને તેમની ખૂબીઓને યાદ કરતા રહેવું અને બંદા સાથે તેમને જે મોહબ્બત છે તે પર વિચારતા રહેવું.

## ખુદા તઆલાના હુકમપર રાજી રહેવું અને તેનો તરીકો.

જ્યારે મુસલમાનને એમ જણાયું છે કે જે કંઇ ખુદાએ તઆલાની તરફથી થાય છે તે બધામાં મુસલમાનનો ફાયદો અને સવાબ છે. તો દરેક વાતપર રાજી રહેવું જોઇએ. ગભરાય નહીં કે શિકાયત કે તે વિષે ચર્ચા કરે નહીં એનો તરીકો એ છે કે ઇનસાન એ વાતપર વિચાર કરે કે જે કંઇ થાય છે બહુ સારૂં થાય છે.

## સાચી નૈયત અને તેનો તરીકો.

દીનનું જે કામ કરે તેમાં કંઇ દુનિયાનો સ્વાર્થ (ગરજ) ન હોવી જોઇએ. તેમાં દેખાવની કે એવી બીજી કોઇ નૈયત ન હોવી જોઇએ. જેમકે કોઇનું પેટ ભારે (પેટમાં ભરેલું હોય હજમ ન થયું) હોય અને એમ કહે કે ચાલો રોજો રાખીએ રોજોને રોજો થશે અને પેટ હલકું પડી જશે. અથવા તો નમાઝના વખત થતાં પહેલાંથી વોજુ હોય પણ ગરમી હોય તો એમ જાણે કે ચાલો તાજું વુજુ કરી લઇએ કે વોજુ પણ તાજું થઇ જશે અને હાથ પગને ઠંડક પહોંચશે અથવા તો કોઇ સવાલીને આપે કે તેના માગવાથી છૂટયા અને બલા ટળી. એ બધી વાતો સાચી નૈયતથી ઉલટી છે એનો તરીકો એ છે કે કામ કરવા પહેલાં ખૂબ વિચાર કરી લે જો કોઇ એવીજ વાતનો અંદર મેળ (ભેગ) હોય તો તેથી દિલ સાફ કરી લો,

## મોરાકબાહ એટલે દિલથી ખુદાનું ધ્યાન ધરવું અને તેનો તરીકો.

દિલમાં હમેશાં ધ્યાન રાખે કે અલ્લાહતઆલાને મારી બધી હકીકતની ખબર છે. જાહેરી અને દિલની અંદરની હકીકતની પણ ખબર છે જો ખોટું કામ હશે અથવા તો ખોટો ખ્યાલ પેદા થશે તો કદાચ અલ્લાહ તઆલા દુનિયામાં અગર તો આખેરતમાં અજાબ કરે. બીજું ઇબાદતની વખતે દિલમાં એમ ધારે કે અલ્લાહ તઆલા મારી ઇબાદતને જોઇ રહ્યા છે. માટે સારી પેઠે કરવી જોઇએ. એનો તરીકો એજ છે કે હમેશાં એ વાતનો ઘણીવાર વિચાર કરે થોડા દિવસમાં એવું ધ્યાન બંધાઇ જશે. પછી ખુદા કરશે તો તેનાથી કોઇ કામ ખુદાતઆલાની મરજીથી ઉલટું થવા પામશે નહિ.

## કુરઆને મજીદ પઢવામાં દિલ લગાડવાનો તરીકો.

કાયદાની વાત છે કે જો કોઈ બીજીને કહે કે જોઉં થોડુંક કુરઆન શરીફ પઢી બતાવો. જોઇએ કેવી રીતે પઢે છે તો જ્યાં સુધી બની શકે છે ત્યાંસુધી ખૂબ ધ્યાન રાખીને બનાવીને સંભાળીને પઢવામાં આવે છે. તો એમ કરવું જોઇએ કે જ્યારે કુરઆને શરીફ પઢવાનો ઇરાદો કરો ત્યારે પહેલાં દિલમાં એ વિચાર કરી લો કે જાણે અલ્લાહ તઆલાએ અમને પઢવાની ફરમાશ કરી છે. અમને સંભળાવો કેવું પઢો છો. અને એમ સમજો કે અલ્લાહતઆલા સારી પેઠે સાંભળી રહ્યા છે. અને વળી એમ સમજો કે માણસની આગળ ખૂબ બનાવી શણગારી પઢીએ છીએ તો અલ્લાહતઆલાના ફરમાનથી પઢીએ છીએ ત્યારે તો ખૂબ સંભળી સંભાળીને પઢવું જોઇએ. એ બધી વાતોનો વિચાર કરી પઢવું શરૂ કરો. અને જ્યાં સુધી પઢતાં રહો એનો ખ્યાલ મનમાં રાખો જ્યારે પઢવામાં બગાડ થવા માંડે અથવા તો આમ તેમ ભમવા લાગે થોડીવાર માટે પઢવું મોકુફ રાખે અને ઉપલીજ વાતોને વિચારવું શરૂ કરે ખુદા કરશે તો એ રીતથી શુદ્ધ અને બરાબર પઢાશે અને દિલ પણ તે તરફ લાગેલું રહેશે. જો એક મુદ્દત સુધી એવીજ રીતે પઢતી રહીશ તો પછી સહેલાઇથી દિલ લાગવા માંડશે.

## નમાઝમાં દિલ લગાડવાનો તરીકો.

એટલી વાત તો યાદ રાખો કે નમાઝમાં કોઇ કામ, કંઇ પઢવું ઇરાદા વગર ન થવું જોઇએ. પણ દરેક કામ ઇરાદા પૂર્વક અને વિચારથી થવું જોઇએ. જેમકે અલ્લાહો અકબર કહી જ્યારે ઉભાં થાઓ તો દરેક શબ્દપર એમ વિચાર કરો કે હું હવે સુબ્હાનક—લ્લા હુમ્મ પઢી રહી છું પછી વિચારો કે વબે હમ્દેક કહી રહી છું. પછી ધ્યાન રાખો કે હવે વ તબારકસ્મોકા મોઢેથી નીકળી રહ્યું છે એવી રીતે દરેક શબ્દપર જૂદો જૂદો ધ્યાન અને ઇરાદો કરતાં જવું. અલહમ્દો અને સૂરતમાં એમજ કરો. પછી રૂકૂઅ (વાંકા વળવા) માં એવીજ રીતે દરેક વખતે સુબ્હાન રબ્બિયલ અઝીમને વિચારી વિચારીને બોલો મતલબ કે મોઢેથી જે કાંઇ બોલો તેજ તરફ ધ્યાન પણ રાખો. આખી નમાઝમાં એજ તરીકો રાખો. ખુદા કરશે તો એમ કરવાથી નમાઝમાં કોઇ તરફ ધ્યાન વહેંચાઇ જશે નહીં. પછી થોડા દિવસોમાં સહેલાઇથી મન લાગવા માંડશે અને નમાઝમાં મજા પડશે.

## પીરી મુરીદીનું બયાન.

મુરીદ બનવાથી કેટલાક ફાયદા છે. એક ફાયદો એ કે દિલને સુધારવાના જે તરીકા ઉપર લખેલા છે. તે મુજબ કરવામાં ઓછી અકકલથી કોઇ વખત ભૂલ થઇ જાય છે. તો પીર તે માટે ઠીક રસ્તો બતાવી દે છે. બીજું કિતાબમાં વાંચવાથી આટલી અસર થતી નથી જેટલી કે પીરના બતાવવાથી થાય છે. એક તો તેની બરકત થાય છે. વળી એ પણ ડર રહે છે કે જો કોઇ નેક કામમાં કમી કરી અથવા કોઇ ખોટી વાત કરી તો પીર આગળ શરમાવું પડશે. ત્રીજું. પીર જોડે મોહબ્બત અને એઅતેકાદ (ભરોસો) થઈ જાય છે. અને એમ મન થાય છે કે જે તેમનો

તરીકો છે તે મુજબ આપણે પણ ચાલવું જોઇએ. ચોથું જો પીર શીખામણ આપતાં સખ્તાઇ કરે કે ગુસ્સો કરે છે તો ખોટું લાગતું નથી. પછી તે શીખામણ મુજબ અમલ કરવામાં વધારે કોશીષ થઇ જાય છે. બીજા પણ કેટલાક ફાયદા છે. જેમની ઉપર ખુદાતઆલાની મહેરબાની થઇ જાય છે તેમને તે મળે છે. અને મળવાથીજ તે જણાય છે. જો મુરીદ થવાનો વિચાર થાય તો આ વાતનો વિચાર કરી લેવો કે જે પીરમાં આ વાતો ન હોય તેના મુરીદ થાઓ નહીં. પહેલું એકે તે પીર દીનના મસઅલા જાણતો હોય. શરેઅથી અજાણ હોય નહીં. બીજું તેનામાં કોઈ વાત શરેઅથી ઉલટી હોય નહીં જે અકીદાઓ આ કિતાબના પહેલા ભાગમાં તમે વાંચ્યા તેવા તેના અકીદા હોય. જે જે મસઅલા અને મનને સુધારવાના તરીકા આ કિતાબમાં તમારા વાંચવામાં આવ્યા તેથી કોઈ રીતે તેનામાં ઉલટું હોય નહીં ત્રીજું કમાવા તથા ખાવા પીવા માટે પીરી મુરીદી કરતો હોય નહીં. ચોથું તે કોઇ એવા બુઝરૂગનો મુરીદ હોય કે જેને ઘણે ભાગે સારા લોકો બુઝરૂગ સમજતા હોય. પાંચમું તે પીરને પણ સારા લોકો સારા કહેતા હોય છઠું તેની તઅલીમમાં એવી અસર હોય કે દીનની મહોબ્બત અને શોખ પેદા થઇ જાય. એ વાત તેના બીજા મુરીદોની હાલત જોવાથી જણાઇ આવશે. જો દસ મુરીદોમાં પાંચ છ પણ સારા થાય તો સમજવું કે એ પીર અસર કરનાર છે. અને એકાદ મુરીદના ખોટા હોવાથી શક લાવવો નહીં. અને તમે જે સાંભળ્યું હશે કે બુઝુરગોથી અસર એજ છે. બીજી અસરોને નહો જોવી. જેમકે અમુક પીર જે કહી દે છે તેજ મુજબ થાય છે, તે એક છુ કરી દે છે તો બીમારી દૂર થઇ જાય છે. તે જે કામ માટે તઅવીજ આપે છે તે કામ મરજી મુજબ થઇ જાય છે. તે એવી તવજ્જોહ ( ) આપે છે કે માણુસ લોટપોટ થઇ જાય છે. એવી અસરોથી કદી ધોકો ખાવો નહીં સાતમું તે પીરમાં એવી વાત હોય કે દીનની શીખામણ કહેવામાં મુરીદોની શરમ રાખતો ન હોય. નકામી વાતથી અટકાવતો હોય. જ્યારે કોઇ એવો પીર મળી આવે અને જો તમે કુંવારી હોવ તો માબાપને પૂછીને અને જો શાદી થઇ ગઇ હોય તો ખાવીંદને પૂછીને સારી નૈયતથી એટલે ફકત દીનને દુરૂસ્ત કરવાના ઇરાદાથી મુરીદ થઇ જાઓ. અને જો એ લોકો કંઇ મસલેહત (ભલાઇ)થી રજા ન આપે તો મુરીદ થવું ફરજ તો છેજ નહીં મુરીદ બનો નહીં અલબત્તા દીનની રાહપર ચાલવું ફરજ છે મુરીદ થયા સિવાય પણ તે મુજબ ચાલતાં રહો.

## હવે પીરી મુરીદી વિષે કેટલીક બાબતો બતાવવામાં આવે છે.

(૧) પીરનો ઘણો અદબ રાખે. અલ્લાહનું નામ લેવાનો તે જે તરીકો બતાવે તેને બરાબર નિભાવવું. તેના સંબંધી એવો એઅતેકાદ (ભરોસો) કરે કે મને જેટલો ફાયદો દિલ દુરૂસ્ત કરવાનો આનાથી પહોંચી શકે છે. તેટલો આ જમાનાના કોઇ બુઝુરગથી પહોંચી શકશે નહીં. (૨) જો મુરીદનું દિલ સારી પેઠે દુરૂસ્ત થવા પામ્યું નથી અને એટલામાં જો પીરનું મોત થાય તો બીજા કામીલ પીરના જેમાં ઉપરની સર્વ વાતો હોય તેના મુરીદ થઇ જાય. (૩) કોઇ કિતાબમાં કંઇ વજીફો કે કંઇ ફકીરીની વાત વાંચી આપણી અક્કલથી કંઇ કરવું નહીં, પીરને પૂછી લેવું. અને જે કંઇ નવી વાત સારી કે નઠારી દિલમાં પેદા થાય કે કંઇ તેવો ઇરાદો થાય પીરને પૂછી વાકેફ થવું. (૪) પીરની આગળ પણ પરદો કરવો અને મુરીદ થતી વખતે પણ પીરના હાથમાં હાથ આપે નહીં. રૂમાલ અથવા કંઇ લુગડાથી અથવા તો ખાલી જબાનથી પણ મુરીદી દુરૂસ્ત છે. (૫) જો ભૂલથી કોઇ (શરેઅથી ઉલટા) પીરની મુરીદ થઇ જાય અથવા તો પહેલાં તે માણસ સારો હતો અને હવે બગડી ગયો તો મુરીદી તોડી નાખે અને કોઇ સારા બુઝરૂગની થઇ જાય. પણ જો કોઇ હલકી વાત

કદી કદાચ થઇ જાય તો એમ સમજવું કે આખર એ પણ માણસ જાત છે ફરિશ્તા તો છેજ નહીં એનાથી ભૂલ થઇ ગઇ કે જે તોબાહ કરવાથી માફ થઇ શકે છે. જરા જરા વાતમાં એઅતેકાદ ખરાબ કરે નહીં અલબત્ત જો તે કોઇ નઠારી વાતપર અડીજ બેસે તો મુરીદી તોડી નાંખે (૬) પીરને હમેશાં આપણા બધા હાલની ખબર છે. એમ સમજવું ગુનો છે. (૭) ફકીરીની જે એવી કિતાબો છે કે તેની જાહેર મતલબ શરીઅત વિરૂદ્ધ હોય તે કદી જુએ નહીં એવીજ રીતે જે શેઅેર અશઆર (કવિતા, ગઝલ વગેરે) શરેઅથી ઉલટી હોય તેને પણ કદી મોઢેથી બોલે નહીં (૮) કેટલાક ફકીરો કહે છે કે શરેઅનો રસ્તો બીજો છે. અને ફકીરીનો માર્ગ બીજો છે એ ફકીરો ગુમરાહ (માર્ગ ભૂલેલા) છે એમને જૂઠા સમજવા ફરજ છે. (૯) જો પીર કોઇ વાત શરેઅથી ઉલટી બતાવે તે પ્રમાણે ચાલવું દુરૂસ્ત નથી. જો (પીર) તે વાત માટે હઠ કરે તો મુરીદી તોડી નાખવી (૧૦) જો અલ્લાહનું નામ લેવાની બરકતથી દિલમાં કંઇ સારી હાલત પેદા થાય અથવા સારા ખ્વાબ આવે અથવા જાગૃતિમાં કંઇ અવાજ કે રોશની દેખાય તો આપણા પીર સિવાય બીજાની આગળ એ વિષે કંઇ જાહેર કરવુ નહીં અને પોતાના વઝીફા કે ઝિકરોની વાત પણ કોઇ આગળ કરવી નહીં. કેમકે જાહેર કરવાથી તે દોલત જતી રહે છે. (૧૧) જો પીરે કંઇ વઝીફો કે ઝિકર બતાવ્યું હોય અને એક મુદ્દત સુધી તેની અસર કે મજા દિલપર જણાઇ નહીં તો તેથી મન ઉતારવું કે પીરનો એઅતેકાદ દિલમાંથી ઉઠાડી દેવો નહીં. પણ એમ સમજવું કે મોટી અસર એજ છે કે અલ્લાહનું નામ લેવાનો દિલમાં ઇરાદો પેદા થાય છે. અને તે નેક કામની તોફીક થાય છે. અને એવી અસર માટે મનમાં કદી વિચાર ન લાવવો મને ખ્વાબમાં બુઝુરગોની ઝિયારત થયા કરે કે, મને થનારી વાતો વિષે અગાઉથી ખબર પડી જાય, મને ખૂબ રડવું આવ્યા કરે, મને ઇબાદતમાં બેહોશી થઇ જાય કે બીજી ચીજની ખબરજ ન રહે. કોઇ કોઇ વખતે એ વાતો પણ થઇ જાય છે, અને કદી નથી પણ થતી. જો થઇ જાય તો ખુદા તઆલાનો શુકર બજાવી લાવે, અને ન થાય અથવા થયા પછી ઓછી થઇ જાય કે થતી બંધ પડી જાય તો ગમ કરે નહીં. અલબત્ત જો (ખુદા ન કરે) શરેઅની પાબંદીમાં કંઇ કમી થઇ જવા માંડે અથવા ગુના થવા માંડે તો એ વાત ગમ કરવા જેવી છે. હીંમત કરીને જલદીથી પોતાની હાલત સુધારે અને પીરને ખબર આપે અને તેઓ જે બતાવે તે પર અમલ કરે (૧૨) બીજા બુઝરગોની કે બીજા ખાનદાનની શાનમાં બેઅદબી કરે નહીં. અથવા બીજાના મુરીદોને એમ કહે નહીં કે અમારા પીર તમારા પીરથી મોટા છે અથવા અમારૂં ખાનદાનથી મોટું છે. એવી નકામી વાતોથી મનમાં અંધારૂં પેદા થાય છે (૧૩) જો આપણી કોઇ પીર બ્હેન (આપણા પીરથી મુરીદ થએલી) ઉપર પીરની મહેરબાની વધારે થાય અથવા તેણીને વઝીફાકે ઝીકરથી વધારે ફાયદો થાય તો તે પર હસદ (અદેખાઇ) કરે નહીં.

## મુરીદે એકલુંજ નહીં પણ દરેક મુસલમાને હમેશાં એવી રીતે રાત દિવસ રહેવું જોઇએ.

(૧) જરૂર જેટલો દિનનો ઇલમ હાંસીલ કરવો જોઇએ. પછી ગમે તો કિતાબ પઢીને અથવા તો આલીમોથી પૂછી પાછીને (૨) બધા ગુનાઓથી બચે (૩) જો કંઇ ગુનો થઇ જાય તરત તોબાહ કરે. (૪) કોઇનું કંઈ હક રાખે નહીં. કોઇને જીભે કે હાથે કરીને ઇજા પહોંચાડે નહીં. કોઇની બુરાઇ કરે નહીં. (૫) માલની મહોબ્બત અને નામની ઇચ્છા રાખે નહીં. અને બહુ સારાં લુગડાં કે ખાવા પીવાની ફિકરમાં રહે નહીં. (૬) જો કોઇ ભૂલ માટે ટોકે તો પોતાની વાતને નિભાવે નહીં તરત માની લે અને તોબા કરી લે. (૭) ઘણી

જરૂર વગર સફર કરે નહીં. સફરમાં ઘણી વાતો બેએહતિયાતીની થાય છે. (ઘણી વાતોની સંભાળ રહેતી નથી ) ઘણાં નેક કામો છૂટી જાય છે વઝીફામાં ખલલ પડે છે વખત ઉપર બરાબર કામ થતું નથી. (૮) બહુ હસવું બોલવું નહીં. ખાસ કરીને નામહરમ ( જેથી પડદો રાખવો જોઇએ ) જોડે છૂટથી વાત કરવી નહીં. (૯) કોઇથી લડાઇ ટંટો કરે નહીં. (૧૦) હંમેશાં શરેઅનો ખ્યાલ રાખે. (૧૧) ઇબાદતમાં સુસ્તી કરવી નહીં. (૧૨) વધારે વખત એકાંતમાં રહે (૧૩) જો બીજાઓથી મળવું પડે તો આજીજીથી રહે. બધાની સેવા કરે પોતાની મોટાઇ બતાવે નહીં. (૧૪) અને અમીરોથી તો બહુજ ઓછું મળતા રહેવું. (૧૫) બદદીન લોકોથી દૂર નાસવું. (૧૬) બીજાઓની એબ શોધવી નહીં, કોઈ ઉપર બદ ગુમાન ન થવું પોતાની એબોને જોતા રહેવું અને તે સુધારતા રહેવું. (૧૭) નમાઝને સારી પેઠે બરાબર રીતે અદા કરવાનો ખુબ ખ્યાલ રાખવો. (૧૮) દિલ અથવા જીભથી હંમેશ અલ્લાહની યાદમાં રહેવું કોઇ વખતે ગાફિલ રહેવું નહીં. (૧૯) જો અલ્લાહના નામમાં મજા પડે કે મન ખુશ થાય તો અલ્લાહ તઆલાનો શુકર કરવો. (૨૦) નરમીથી વાત કરે. (૨૧) બધા કામોને લીધે વખત મુકરર કરે અને બરાબર તેજ મુજબ કરે. (૨૨) જો કંઇ દિલગીરી કે ગમ આવી પડે તો એમ સમજે કે અલ્લાહની તરફથી છે. તેથી પરેશાન થાય નહીં અને એમ સમજે કે એમાં મને સવાબ મળશે (૨૩) હંમેશ મનમાં દુનિયાનો હિસાબ કિતાબ અને દુનિયાના કામોનીજ વાતચીત રાખે નહીં. પણ અલ્લાહનો ખ્યાલ રાખે. (૨૪) જ્યાં સુધી થઇ શકે બીજાને ફાયદો પહોંચાડે પછી ગમે દુનિયાનો હોય કે દીનનો. (૨૫) ખાવા પીવામાં એટલી કમી કરે નહીં કે જેથી કમ તાકાત થઈ જવાય કે માંદા પડી જવાય. તેમ એટલો વધારો કરે નહીં કે જેથી ઇબાદતમાં આળસ આવે. (૨૬) ખુદાતઆલા સિવાય કોઇથી તમા ઉમેદ કરે નહીં કે કોઇ તરફ ખ્યાલ દોડાવે નહીં કે ફલાણી જગાએથી અમને આ ફાયદો થઇ જાય. (૨૭) ખુદાતઆલાની તલાશમાં (શોધમાં) બેચેન રહે. (૨૮) થોડી કે વધુ નેઅમત ઉપર શુકર બજાવી લાવે અને ફકરો ફાકા ( દરિદ્રતા તથા કંગાલપણા ) થી મનમાં ઓછું લાવે નહીં. (૨૯) જે આપણી હકુમતમાં ( તાબેદારીમાં ) હોય તેની ભૂલ અને કસુરને દરગુજર કરે. (૩૦) કોઇની એબ જાણમાં આવે તો તે છુપાવે, પણ જો તેથી બીજાને નુકસાન પહોંચાડે તેવી હોય અને તમારા જાણવામાં આવે તો તેને કહી દેવું. (૩૧) મહેમાન, મુસાફરી, ગરીબ, આલિમ, અને દરવેશોની ચાકરી કરે. (૩૨) સારી સંગત અખત્યાર કરે. (૩૩) હંમેશ ખુદાતઆલાથી ડર્યા કરે. (૩૪) મોતને યાદ કરે. (૩૫) કોઇ વખતે બેસીને પોતાના આખા દિવસના કામોને રોજને રોજ વિચાર્યા કરે. જે નેકી યાદ આવે તે પર શુકર કરે. ગુનાપર તોબાહ કરે. (૩૬) જૂઠું કદી બોલે નહીં. (૩૭) જે મહફિલ શરેઅથી ઉલટી હોય તેમાં જાય નહીં. (૩૮) શરમ હયા અને સહન શીળતાથી રહે. (૩૯) એવી વાતોથી મગરૂર થવું નહીં કે મારામાં ફલાણી ખુબીઓ છે. (૪૦) અલ્લાહ તઆલાથી દોઆ કરતા રહેવું કે નેક કામોપર કાયમ રાખે.

**રસૂલુલ્લાહ ( સ૦ અ૦ વ૦ સ૦ ) ની હદીસોથી કેટલાક નેક કામોના સવાબ અને બુરી વાતોના અજાબનું બયાન જેથી નેકીઓ તરફ વલણ થાય અને બુરાઇયો તરફ ધિક્કાર થાય.**

**નૈયત ખાલિસ (શુદ્ધ સારી) રાખવી.**

(૧) એક માણસે મોટેથી પૂછ્યું યા રસૂલુલ્લાહ (સ૦ અ૦) ઇમાન શું ચીજ છે આપે ફરમાવ્યું નૈયત ખાલિસ (શુદ્ધ અંતઃકરણ) રાખવી. ફાયદો મતલબ કે જે કંઇ કામ કરે ખુદાને વાસ્તે કરે. (૨) રસૂલુલ્લાહે ( સ૦ અ૦ સ૦ )

ફરમાવ્યું કે બધાં કામો નૈયતની સાથે છે. ફાયદો મતલબ કે સારી નૈયત હોય તો નેક કામ પર સવાબ મળે છે નહીં તો મળતો નથી.

### દેખાડવા માટે કોઈ કામ કરવુ.

(૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે શખ્સ સંભળાવવા માટે કંઇ કામ કરે તો અલ્લાહતઆલા કેયામતમાં તેની એબ સંભળાવશે. અને જે શખ્સ દેખાડવા માટે કામ કરે અલ્લાહતઆલા કેયામતમાં તેની એબ દેખાડશે.

(૪) અને રસૂલુલ્લાહે ( સ૦ અ૦ સ૦ ) ફરમાવ્યું દેખાવ માટે થોડું પણ કામ કરવું શિર્ક જેવું છે.

### કુરઆન અને હદીસના કાયદાપર ચાલવું.

(૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે વખતે મારી ઉમ્મતમાં દીનનો બગાડ પડી જાય તે વખતે જે મારા માર્ગને થામી ( પકડી ) રાખશે તેને ૧૦૦ સો શહીદોનો સવાબ મળશે.

(૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું હું તમારા લોકોમાં એવી ચીજ મૂકી જાઉં છું કે જો તેને તમે પકડી રાખશો કદી ભટકવાના (રઝળવાના) નથી. તે એ કે એક તો અલ્લાહતઆલાની કિતાબ એટલે કુરઆને શરીફ બીજી નબીની સુન્નત એટલે હદીસ.

### નેક કામનો રસ્તો કાઢવો અથવા બુરી વાતની જડ ઘાલવી.

(૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ નેક કામ કાઢે ફરી તે ઉપર બીજા લોકો ચાલે તો તે માણસને પોતાનો સવાબ પણ મળશે અને જેમણે તે ઉપર અમલ કર્યો છે તે બધાના જેટલો પણ સવાબ મળશે. અને તેમના સવાબમાં પણ કંઇ ઓછું થશે નહીં. અને જે માણસ ખોટો રસ્તો કાઢે ફરી બીજા લોકો તે ઉપર ચાલશે તો તે માણસને પોતાનો ગુનો પણ થશે અને બીજાઓએ જેમણે એ કામપર અમલ કર્યો છે તેમની બરાબરનો પણ ગુનો થશે અને બીજાઓને પણ ગુનો થશે અને તેમના ગુનાઓમાં કંઇ પણ કમી થશે નહીં. ફાયદો જેમકે કોઇએ પોતાની ઓલાદની શાદીમાં રીતરિવાજ બંધ કરી દીધા અથવા કોઇ બેવાહે (વિધવાએ) નિકાહ કરી લીધો અને તેની દેખાદેખી બીજાઓને પણ હિંમત થઇ તો એ શરૂ કરનારીને હમેશ સવાબ થયા કરશે.

### દીનના ઇલ્મની શોધ.

(૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસની સાથે અલ્લાહતઆલા ભલાઇ કરવા ઇચ્છે છે તેને દીનની સમજ આપે છે ફાયદો એટલે મસાએલ મસાએલની તલાશ અને શોખ તેને થઇ જાય છે.

### દીનનો મસઅલો છુપાવવો.

(૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જેને કોઇ દીનની વાત પૂછવામાં આવે અને તે જો તેને છુપાવે તો કેયામતને દહાડે તેને આગની લગામ પહેરાવવામાં આવશે. ફાયદો જો તમને કોઇ મસઅલો પૂછે અને જો તમને સારી પેઠે યાદ હોય તો સુસ્તી અને ઇનકાર કરો (ના કહેવું) નહીં સારી પેઠે સમજાવી દો.

### મસઅલો જાણીને અમલ ન કરવા વિષે.

(૧૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જેટલે દરજ્જે ઇલમ હોય છે તેટલુંજ તેને માથે જોખમ રહેલું છે. તે માણસ સિવાય કે જે તે મુજબ અમલ કરે ફાયદો યાદ રાખો કે કદી દોસ્તીના ખ્યાલથી અથવા તો મનની ઇચ્છાને વશ થઇ મસઅલાથી ઉલટું કરવું નહીં.

### પેશાબથી નહીં બચવા વિષે.

(૧૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું પેશાબથી ખૂબ બચતા રહો. કેમકે ઘણું કરી કબરનો અઝાબ એનાથીજ થાય છે.

### વુઝુ અને ગુસલમાં ખુબ ધ્યાનથી પાણી પહોંચાડવું.

(૧૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે હાલતમાં મનને અણગમો પેદા થાય એવે

ે વુઝુ સારી પેઠે કરવાથી ગુનાઓ ધોવાઇ છે કાયદો એવો અણુગમો કદી આળસને અને કદી ટાઢને લીધે થાય છે.

### દાતણ કરવું.

(૧૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું ઃ રકાત નમાઝ દાતણ કરીને પઢવી તે ૭૦ થી ઉત્તમ છે કે જે દાતણ કર્યા વગર ામાં આવી હોય.

### માં સારી પેઠે પાણી નહીં પહોંચાડવા વિષે.

(૧૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) કેટલાક ને જોયા કે વુઝુ કરી રહ્યા બાદ પણ ેા કોરીજ રહી ગએલ છે. તે માટે આપે વ્યું કે એડીયોને દોઝખનો ભારે અઝાબ ફાયદો. વીંટી છીલ્લા, બંગડીઓ, છરા, પેઠે હલાવીને પાણી પહોંચાડો અને ઘણું શિયાળામાં પગ સખત થઇ (ઠરી જાય) છે પેઠે પાણીથી ભીના કરીલો. કેટલીક ઓરતો ગ આગળથી મોહું ધુએ છે કાન સુધી નથી એ બધી વાતોનો ખ્યાલ રાખો.

### નમાઝ માટે ઓરતો (સ્ત્રીઓ)નું બહાર જવું.

(૧૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું ેા માટે સૌથી સારી મસ્જીદ ઘરના અંદરનો છે. ફાયદો. આથી જણાય છે કે ઓરતોનું ીદોમાં જવું સારૂં નથી. એથી એ પણ ે કે નમાઝની બરાબર બીજી કોઇ ચીજ જ્યારે એને માટે પણ ઘરથી નીકળવું પ્ત્ર ધારતા નથી તો નકામું મળવા હળવા ત રિવાજ માટે તો ઘરથી નીકળવુ કેટલું છે.

### ાાઝની પાબંદી (નિયમિત પણું)

(૧૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું ેાા નમાઝોનો દાખલો એવો છે કે જાણે ા ઘર આગળ ભરેલી પાણીની નીક વહેતી હોય અને તેમા પાંચે વખતે નાહ્યાં કરે. ફાયદો મતલબ કે એમ કરવાથી તે માણસના ડીલ ઉપર જરાએ મેલ રહેશે નહીં એવીજ રીતે જે માણસ પાંચે વખતની નમાઝ પાબંદીથી (વખતસર) પઢે તેના બધા ગુના ધોવાઇ જશે. (૧૭) અને રસુલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે કયામતને દિવસ સઉથી પહેલાં બંદા પાસે નમાઝનો હિસાબ લેવામાં આવશે.

### પહેલા વખતે નમાઝ પઢવું.

(૧૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું પહેલા વખતે નમાઝ પઢવાથી અલ્લાહ તઆલાની ખુશી થાય છે. ફાયદો—બીબીઓ તમારે જમાઅતમાં જવાનું તો છે નહીં તો પછી વાર શા માટે કરો છો.

### નમાઝ ખોટી રીતે પઢવી.

(૧૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણુસ કમવખતે (બરાબર વખતે નહીં તે) નમાઝ પઢે અને વોઝું સારી પેઠે ન કરે અને મન લગાડી ન પઢે. અને રોકુઅ સિજદો સારી રીતે ન કરે તો તે નમાઝ કાળી નુર વગરની થઇને જાય છે. અને એમ કહે છે કે ખુદા તને બરબાદ કરે. જેવી રીતે તેં મને બરબાદ કરી એટલે સુધી કે જ્યારે તે ખાસ જગ્યાએ પહોંચે છે. જ્યાં અલ્લાહને મંજુર હોય તો જૂના લુગડાની પેઠે લપેટાઇને તે નમાઝીના મોં પર મારવામાં આવે છે. ફાયદો—બીબીયો નમાઝ તો એટલા માટે પઢો છો કે સવાબ મળે. તો પછી એવી રીતે કેમ પઢો છો કે ઉલટો ગુનો થાય.

### નમાઝમાં ઉપર કે આમ તેમ જોવું

(૨૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે તમે નમાઝમાં ઉપર જોયાં કરો નહીં. કદી તમારી નજર છીનવી લેવામાં આવે (૨૧) અને રસુલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણુસ નમાઝમાં ઉભો થઇ આમતેમ જુએ અલ્લાહ તઆલા તેની નમાઝને તેની ઉપર ઉલટી ફેંકી દે છે, (એટલે કબુલ કરતો નથી.)

### નમાઝ પઢનારની સામેથી ચાલી જવું.

(૨૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે નમાઝની આગળથી ચાલ્યા જનારને જો ખબર હોત કે કેટલો ગુનો થાય છે તો ચાળીશ વરસ સુધી ઉભો રહેવું તેના હકમાં બહેતર થાત સામેથી નીકળી જવા કરતાં **ફાયદો** પણ જો નમાઝીની સામે એક હાથ બરાબર અથવા તેથી વધારે કોઇ ચીજ ઉભી હોય તો તે ચીજની સામેથી જવું દુરસ્ત છે.

### જાણીને નમાઝનું કઝા કરવું.

(૨૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ નમાઝને મૂકી દે તે જ્યારે ખુદાની પાસે જશે તો તે ગુસ્સે થશે.

### કરજે આપવું.

(૨૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે મેં શબે મેઅરાજ (મેઅરાજની રાત માં બ્હેસ્તના દરવાજા ઉપર લખેલું જોયું કે ખેરાતનો સવાબ દસ ગણો મળે છે. અને કરજ આપવાનો સવાબ અઢાર ગણો.

### ગરીબ કરજદારને મોહલત (તક) આપવી.

(૨૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જ્યાં સુધી કરજ અદા કરવાના વાયદાનો વખત ન આવ્યો હોય ત્યાં સુધી જો કોઇ ગરીબને તક આપે તો તો દરરોજ એવો સવાબ મળે છે કે જાણે તેટલા રૂપિયા ખેરાત આપી દીધા. અને જ્યારે તેનો વખત આવી જાય અને પછી તક આપે તો દરરોજ એવો સવાબ મળે છે કે જાણે તેટલા રૂપિયાથી બમણા રૂપિયા રોજના ખેરાત આપ્યા હોય.

### કુરઆન પઢવું.

(૨૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ કુરઆનનો એક હરફ (અક્ષર) પઢે છે તેને એક હરફ પર એક નેકી મળે છે. અને નેકીનો કાયદો છે કે તેને બદલે દસગણું મળે છે, અને હું (અલિફલામ, મીમ,)ને એક હરફ નથી કહેતો. પણ અલેફ એક હરફ છે. લામ એક હરફ છે. અને મીમ એક હરફ છે. **ફાયદો** એ હિસાબે ત્રણ હરફની ત્રીસ નેકીયો મળશે.

### પોતાના જીવ અથવા ઓલાદને કોસવું (શ્રાપવું)

(૨૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યુ કે તમે પોતાને માટે બદદુઆ (શ્રાપ) કરો નહીં અથવા પોતાની ઓલાદ માટે, કામકાજ કે સેવા ચાકરી કરનાર માટે પણ બદદુઆ કરો નહીં. એવું ન થાય કે તમારા કોસવાની ઘડીજ કબુલયતની હોય. કે તે વખતમાં ખુદાથી જે માગો તેજ કરીદે.

### હરામ માલ કમાવવો અને તે વડે ખાવું પીવું.

(૨૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે ખૂન અને માંસ હરામ માલથી વધ્યાં હશે તે બ્હેશતમાં જશે નહીં, તેને લાયક દોઝખજ છે. (૨૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ દસ દિરહમનું લૂગડું ખરીદે અને તેમાં જો એક દિરહમ હરામનો હોય તો જ્યાં સુધી તે લૂગડું તેના શરીરપર રહેશે અલ્લાહ તઆલા તેની નમાઝ કબુલ કરશે નહીં. **ફાયદો** એક દિરહમ પાવલીથી કંઇક વધારે હોય છે.

### ધોકો આપવો-છેતરવું.

(૩૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ અમારાથી ઠગાઇ ચલાવશે તે અમારામાંથી બહાર છે. **ફાયદો** ભળે પછી કોઇ ચીજ વેચવામાં ઠગાઇ કરે કે બીજા કોઇ પણ સંબંધમાં કરે દરેક રીતે ખોટું છે.

### કરજ કરવા વિષે.

(૩૧) રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જો કોઇ માણસ મરી જાય અને તેને માથે કોઇનું દીનાર દિર્હમ રહી ગયો હોય (રૂપિયા-પૈસા) તો તે દેવું મરનારની નેકયોથી વાળવામાં આવશે જ્યાં દીનાર દિર્હમ હશે નહીં. **ફાયદો** (દીનાર સોનાનો સિક્કો છે તે દસ દિર્હમનો થાય છે.)

(૩૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કરજ બે જાતનું હોય છે. જે માણસ મરી જાય તેની નેયત જો દેવું આપવાનીજ હતી તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું તેનો મદદગાર છું પણ જે મરનાર માણસની નૈયત દેવું આપવાની નહોતી તો તેની નેકીયોથી પતાવવામાં આવશે. અને ત્યાં દીનાર દિર્હમ કંઇ હશે નહીં. ફાયદો મદદગારની મતલબ એ છે કે હું તેનો બદલો વાળી દઇશ.

### મકદુર ( શક્તિ ) હોવા છતાં કોઇનું હક મારવું.

(૩૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું મકદુર હોવા છતાં કોઇનો વાયદો કે ઢીલ કરવાં ગુન્હો છે. ફાયદો જેમકે કેટલાંકની ટેવ હોય છે કે કરજ વાળીને અથવા જે મજુરી ઇચ્છતી હોય તેને જાણી જોઇને ધક્કા ખવડાવે છે વાયદા કરે છે કે કાળે આવજે પરમ દહાડે આવજે. પોતાના દરેક જાતના ખરચ થયાં કરે છે પણ કોઇનો હક આપવામાં બેપરવાઇ કરે છે.

### વ્યાજ આપવું લેવું.

(૩૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) વ્યાજ લેનાર અને વ્યાજ આપનારપર લાનત ફરમાવી છે.

### કોઇની જમીન દબાવી લેવી.

(૩૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ વેંત જેટલીએ જમીન નાહક કોઇની દબાવશે તેના ગળામાં સાતે જમીનનો તોક (હાંસડી) નાંખવામાં આવશે.

### મજુરી તુરત આપી દેવી.

(૩૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે મજુરને તેનો પરસેવો સુકાતા પહેલાં મજુરી આપતા રહો.

(૩૭) અલ્લાહ તઆલા ફરમાવે છે કે ત્રણ જાતના માણસોપર હું પોતે દાવો કરીશ. તેમાંનો એક આ માણસ પણ છે કે કોઇ મજુરને કામે લગાડયો અને તેનાથી કામ પૂરૂં કરાવ્યું અને તેની મજુરી આપી નહીં.

### ઓલાદનું મરવું.

(૩૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે ખાવિંદ ઓરત બંને મુસલમાન છે અને તેમના ત્રણ બચ્ચાં ગુજરી ગયાં અલ્લાહ તઆલા તે બેઉને પોતાની દયા અને મહેરબાનીથી જંનતમાં દાખલ કરશે. કેટલાકોએ પૂછ્યું એ રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) જો બે બચ્ચાં ગુજરી ગયાં હોય તો કેમ? ફરમાવ્યું કે બેથીએ એટલોજ સવાબ છે. પછી એકને માટે પૂછ્યું તો આપે એક માટે પણ તેજ ફરમાવ્યું. વળી આપે ફરમાવ્યું કે કસમ ખાઉં છું તે જાતે પાકની કે જેના કબજામાં મારો જાન (પ્રાણ) છે કે જે હમેલ પડી જાય છે તે પણ પોતાની માને નાળ પકડીને બ્હેશતમાં ખેંચી જશે. જ્યારે કે માની નેયત સવાબની હોય, ફાયદો એટલે સવાબનો ખ્યાલ કરીને સબર કર્યો હોય.

### ગેર ( પરાયા ) મરદોની સામે ઓરતોનું અંતર લગાડવું.

(૩૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે ઓરત અંતર લગાડીને ગેર (પરાયા મરદોની પાસેથી જાય તો તે આવી આવી છે. એટલે બદકાર અને ભુંડી છે. ફાયદો જ્યાં દીયર જેઠ બનેવી કે કાકાના છોકરા, મામાના છોકરા, ફોઇના છોકરા, માશીના છોકરાનું આવવું જવું થાય ત્યાં અંતર લગાડે નહીં.

### ઓરતનું બારીક (ઝીણું) લુગડું પહેરવું.

(૪૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કેટલીક સ્ત્રીઓ લૂગડાં પહેરેલી દેખાય છે પણ ખરૂં જોતાં તે નાંગી છે. એવી ઓરતો બ્હેશતમાં જશે નહીં. અને તેની ખુશબો પણ સુંઘવા પામશે નહીં.

### ઓરતોનું મરદો જેવો વેશ અને શિકળ બનાવવા વિષે.

(૪૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) તે ઓરત ઉપર લાનત ફરમાવી છે કે જે મરદો જેવો પહેરવેશ પહેરે. ફાયદો આપણા મુલકમાં ઉભા જોડાં, અચકન, મરદોની રીત છે ઓરતોને એવી ચીજનું પહેરવું હરામ છે.

## શાન (ભપકો-મોટાઈ) દેખાડવા લુગડું પહેરવું.

(૪૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે કોઇ દુનિયામાં નામના (દેખાડવા) ખાતર લૂગડું પહેરે ખુદા તઆલા તેને કિયામતમાં ઝિલ્લત (હલકાઇ)નો પહેરવેશ પહેરાવીને પછી તેમાં દોઝખની આગ લગાડશે. **ફાયદો** મતલબ કે જે એવી નૈયતથી લૂગડું પહેરે કે મારી શાન (ભપકો) ખૂબ વધે બધાની નજર મારી ઉપર પડે. ઓરતોમાં એ રોગ (ટેવ) બહુ હોય છે.

## કોઈની ઉપર જુલમ કરવો.

(૪૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) પોતાની પાસે બેઠેલાઓને પૂછ્યું કે તમે જાણો છો કંગાલ કોણ હોય છે. તેમણે અરજ કરી કે અમારામાં કંગાળ તે કહેવાય છે કે જેની પાસે માલમતા હોય નહીં. આપે ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં બહુ કંગાળ તે છે કે કિયામતને દહાડે નમાઝ, રોઝા, ઝકાત બધું લઇને આવે પણ તે સાથે એવું પણ હોય કે કોઇને બુરૂં કહ્યું હતું અને કોઇપર તોહમત મૂકયું હતું, કોઇનો માલ ખાઇ ગયો હતો કોઇનું ખૂન કર્યું હતું. અને કોઇને માર્યો હતો. તો એની નેકીયો કંઇક એકને તો કંઇક બીજાને મળી ગઇ હશે. અને એટલું છતાં જો કોઇનું બાકી નીકળ્યું અને નેકીયો રહી નહીં તો તે હકદારોના ગુના એ માણસને માથે નાંખવામાં આવશે. અને તેને દોઝખમાં ફેંકી દેવામાં આવશે.

## દયા અને મહેરબાની કરવી.

(૪૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જે માણસ દુનિયાના લોકો ઉપર દયા કરે નહીં અલ્લાહ તઆલા તેની ઉપર રહેમ કરશે નહીં.

## બીજાઓને સારી વાત બતાવવી અને નઠારી વાત માટે મના કરવા વિષે

(૪૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું તમારામાંથી જે માણસ શરેઅથી ઉલટી વાત જુએ તો તેને હાથથી બંધ કરે અને જો એટલી પણ શક્તિ નહીં હોય તો જબાનથી અટકાવ કરે અને જો એટલી તાકાત ન હોય તો દિલથી બુરૂં સમજે. અને એમ દિલથી બુરૂં સમજવું ઇમાનની છેલ્લી હદ છે.

**ફાયદો** બીબીઓ પોતાના નોકર ચાકર અને બાળકોપર તમારો પૂરેપૂરો અખત્યાર છે. તેમને જોરાવરી નમાઝ પઢાવો. જો તેમની પાસે કંઇ કાગળની છબી કે ચીનીની માટીની પુતળી વગેરે વસ્તુ કે કપડાની ગુડી જુઓ, અથવા કોઇ નકામી (ખરાબ) કિતાબ જુઓ, તો તુરત તોડી કે ફાડી નાખો. તેમને એવી ચીજો માટે કે આતશબાજી માટે કે પતંગ માટે કે દીવાળીની મીઠાઇના રમકડાં માટે પૈસા આપો નહીં

## મુસલમાનોની એબ છુપાવવી.

(૪૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણુસ આપણા મુસલમાન ભાઇની એબ છુપાવશે તો અલ્લાહ તઆલા કિયામતમાં તેની એબ છુપાવશે. અને જે શખ્સ મુસલમાનની એબ જાહેર કરશે અલ્લાહ તઆલા તેની એબ ઉઘાડશે તે એટલા સુધી કે કદીને ઘરમાં બેઠેલો હશે અને ફજેત કરશે.

## કોઈની હલકાઇ કે નુકસાનમાં રાજી થવું.

(૪૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે મુસલમાન ભાઇની મુસીબત જોઇ ખુશી થાઓ નહીં કેમકે અલ્લાહ તઆલા તેની ઉપર તો રહમ કરશે પણ તમને તેમાં ફસાવી દેશે.

## કોઇને કંઇ ગુના માટે મેણું મારવું.

(૪૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણુસ પોતાના મુસલમાન ભાઈને કંઇ ગુના માટે શરમાવશે તો તે માણુસ પોતે પણ જ્યાં સુધી તે ગુનો નહીં કરશે ત્યાં સુધી મરવાનો નથી **ફાયદો** એટલે જે ગુનાથી તેણે તોબાહ કરી લીધી હોય ફરી તે યાદ દેવડાવી શરમીંદો કરવો બહુ ખોટું છે. અને જો તોબાહ ન કરી હોય તો નસીહત આપવા માટે કહેવું દુરસ્ત છે. પણ પોતે પોતાને પાક સમજીને અથવા તેને ફજેત કરવા માટે કહેવું એ ખોટું છે.

### નાના નાના ગુના કરવા વિષે.

(૪૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે એ આયશાહ નાના નાના ગુનાઓથી પણ બચતાં રહો. કેમકે ખુદા તઆલાની તરફથી તેના પણ પકડ કરનાર મોજૂદ છે. ફાયદો એટલે ફરિશ્તો તેને પણ લખે છે. પછી કેયામતમાં હિસાબ થશે અને અઝાબનો ડર છે.

### મા બાપને રાજી રાખવું.

(૫૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે અલ્લાહ તઆલાની ખુશી માબાપની ખુશીમાં છે. અને અલ્લાહ તઆલાની નારાજી માબાપની નારાજીમાં છે.

### સગા સંબંધીઓથી અવિવેક કરવો

(૫૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે દરેક જુમઆની રાત્રે તમામ માણુસોનાં અમલ અને ઇબાદત દરગાહે ઇલાહીમાં રજુ થાય છે. જે માણુસ સંબંધીઓ (ખેશીઓ)થી અવિવેક કરે તેનાં કંઈ અમલ કબુલ થતાં નથી.

### બાપ વગરના બાળકોનું પાળવું.

(૫૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે હું અને જે માણુસ યતીમ (ના બાપા)નો ખરચ પોતાને માથે રાખે તે બેહેસ્તમાં આવા પાસે પાસે રહીશું અને શહાદતની તથા વચલી આંગળીઓ ઉંચી કરી તે વચ્ચે થોડું અંતર (છેટુ) રહેવા દીધું. (૫૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણુસ યતીમને માથે હાથ ફેરવે અને ફકત અલ્લાહનેજ માટે ફેરવે તો તેનો હાથ જેટલા વાળો ઉપર ફર્યો હશે તેટલીજ નેકીઓ તેને મળશે. અને જે માણુસ પોતાની પાસે રહેલા યતીમ છોકરા કે છોકરીપર ઉપકાર કરશે તો તે અને હું જન્નતામાં એવી રીતે પાસે પાસે રહીશું જેવી રીતે શહાદતની આંગળી અને વચલી આંગળી છે.

### પાડોશીને ઇજા આપવા વિષે.

(૫૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણુસે પોતાના પાડોશીને તકલીફ આપી તેણે જાણે મને તકલીફ આપી. અને જેણે મને ઇજા આપી તેણે ખુદા તઆલાને ઇજા આપી. અને જે પાડોશીથી લડે તે જાણે મારી સાથે લડયો. અને જે મારી સાથે લડયો તે જાણે અલ્લાહ તઆલાની સાથે લડયો. ફાયદો મતલબ કે વગર કારણે કે હલકી હલકી બાબતમાં તેની જોડે તકરાર કરવી કે દુઃખ દેવું ખોટું છે.

### મુસલમાનનું કામ કરી આપવું

(૫૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યુ કે જે માણુસ આપણા મુસલમાન ભાઇના કામમાં હોય છે અલ્લાહ તઆલા તેના કામમાં હોય છે.

### શરમ અને બેશરમી

(૫૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે શરમ ઇમાનની વાત છે અને ઇમાન બેહેસ્તમાં પહોંચાડે છે. અને બેશરમી કુટેવની વાત છે અને કુટેવ દોઝખમાં લઇ જાય છે. ફાઇદો પણ દીનના કામમાં કદી શરમ કરો નહીં. જેમકે શાદી અને સફરના વખતમાં ઘણી ઓરતો નમાઝ પઢતી નથી. એવી શરમ બેશરમીથી નઠારી છે.

### ખુશ ખુલ્કી અને બદ ખુલ્કી. સારા સ્વભાવ અને ખોટા સ્વભાવ વિષે

(૫૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે સારો સ્વભાવ ગુનાઓને એવી રીતે પિગળાવી દે છે કે જેમ પાણી મીઠાના પત્થરને ઓગાળી દે છે. અને નઠારો સ્વભાવ ઇબાદતને એવી રીતે ખરાબ કરી દે છે કે જેમ સરકો મધને ખરાબ કરી દે છે. (૫૮) અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે તમારા સર્વેમાંથી મને વધારે વહાલો અને આખેરતમાં સર્વથી મારી નજીક રહેનારો તે માણુસ છે કે જેની રીતભાત સારી હોય. અને તમો સઘળા પૈકી મને વધારે બુરો લાગનાર અને આખેરતમાં સર્વમાં મારાથી દૂર રહેનાર તે માણુસ છે જેનો સ્વભાવ બુરો હોય.

### નરમી અને સખ્તી.

(૫૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યુ કે બેશક અલ્લાહ તઆલા મહેરબાન છે અને નરમીને પસંદ કરે છે. અને નરમી પર એવી

નેઅમતો આપે છે કે સખ્તીપર આપતો નથી.

(૬૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ નરમીથી મહરૂમ (બેનશીબ) રહ્યો તે બધી ભલાઇઓથી બેનશીબ રહ્યો.

## કોઈના ઘરમાં ઝાંકવું

(૬૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જ્યાં સુધી રજા લો નહીં કોઇના ઘરમાં ઝાંકીને જુવો નહીં. અને જો એવું કર્યું તો એમ ધારો કે અંદરજ ચાલ્યો ગયો. ફાયદો કેટલીક ઓરતો-પર શામત (ખુરાબી) એવી સ્વાર થાય (માથે ચઢી બેસે) છે કે વર કન્યાને ઝાંકી ઝાંકી જુએ છે, ઘણુંજ બેશરમી જેવું છે. ખરેખર ઝાંકવામાં અને બારણું ઉઘાડી અંદર ચાલ્યા જવામાં કંઇ ફરક નથી આ મોટા ગુનાનું કામ છે.

## કોઇની વાતોમાં કાન લગાડવા અથવા વાતો કરનાર પાસે જઈ ઘુસવું

(૬૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ કોઇની વાતો સાંભળવા કાન માંડે અને તે લોકો ના પસંદ કરે તો કેયામતને દહાડે તેના બંને કાનોમાં સીસું રેડવામાં આવશે.

## ગુસ્સો કરવો

(૬૩) એક માણસે રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ને અરજ કરી કે મને કંઇ એવો અમલ બતાવશો કે મને જન્નતમાં લઇ જાય. આપે ફરમાવ્યું કે ગુસ્સો કરવો નહીં. એટલે તારે માટે બેહેશ્ત છે.

## બોલવું મૂકી દેવું.

(૬૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે કોઇ મુસલમાનને પોતાના મુસલમાન ભાઇ જોડે ત્રણ દિવસથી વધારે બોલવું બંધ કરવું હલાલ નથી. અને જો ત્રણ દહાડાથી વધારે બોલવું છોડે અને એવીજ હાલતમાં મરી જાય તો તે દોઝખમાં જશે.†

† પણ જો કોઇ શરીઅત વિરૂદ્ધ ચાલતો હોય તેના તે કામથી નારાજ થઇ તેની સાથે વાતચીત તજે તે એ કાયદામાં નથી. ગુ. મો.

## કોઇને બે ઈમાન કહેવા કે શ્રાપ આપવા વિષે.

(૬૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ પોતાના મુસલમાન ભાઇને કહે કે "ઓ કાફિર" તે એવો ગુનો છે જેવો કે તેને કતલ કરે.

(૬૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું મુસલમાનપર લાનત કરવી એવી છે કે જાણે તેને કતલ કર્યો.

(૬૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જ્યારે કોઇ માણસ કોઈ વસ્તુ ઉપર લાનત કરે છે તો પહેલાં તે લાનત આસમાન ઉપરચઢે છે. આસમાનના દરવાજા બંધ કરી લેવામાં આવે છે. પછી તે જમીન તરફ ઉતરે છે તે પણ બંધ કરી લેવામાં આવે છે. પછી તે ડાબા જમણી ફરે છે. જ્યારે કંઇ ઠેકાણું મળતું નથી ત્યારે તેની પાસે જાય છે કે જેની ઉપર લાનત કરવામાં આવી છે. જો તે લાનતને લાયક હોય તો ઠીક નહીં તો લાનત મોકલનારપર પાછી આવી પડે છે. ફાયદો કેટલીક ઓરતોને બહુ ટેવ હોય છે કે બધાંપર ખુદાની માર ખુદાની ફિટકાર કર્યા કરે છે. કોઇને બેઇમાન કહે છે. એ મોટો ગુનો છે. ગમે તો માણસ કે જાનવર કે કોઇપણ ચીજ માટે કહે.

## કોઈ મુસલમાનને બીવાડવું.

(૬૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે એક મુસલમાને બીજાને ડરાવવો હલાલ નથી.

(૬૯) વળી રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ કોઇ મુસલમાનની તરફ નાહક એવી રીતે ઘેરે કે જેથી તે ડરી જાય તો અલ્લાહ તઆલા તેને કેયામતમાં બીવડાવશે. ફાયદો અને જો કોઇ ભૂલ કે કસુર માટે તેમ કરવામાં આવે તો જરૂર જેટલું દુરસ્ત છે.

## મુસલમાનનું બહાનું (ઉઝર) કબૂલ રાખવું.

(૭૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ મુસલમાનભાઇ આગળ કંઇ ઉઝર

કરે અને તે તેના ઉઝરને કબૂલ નહીં કરે તો એવો માણસ મારી પાસે હોઝપર આવવા પામશે નહીં. ÷ ફાયદો એટલે તમારી જો કોઇ કસુર કરે તો માફ કરી દેવું જોઇએ.

## ચુગલી ( ચાડી ) કરવી.

(૭૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે ચુગલખોર (ચાડી ખાનાર) જન્નતમાં જશે નહીં.

## ગીબત ( નિંદા ) કરવી.

(૭૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ દુનિયામાં મુસલમાનભાઇનું ગોસ્ત (માંસ) ખાશે એટલે ગીબત કરશે તો અલ્લાહ તઆલા કેયામતને દહાડે મુરદાર ગોસ્ત તેની પાસે લાવશે અને તેને કહેવામાં આવશે કે જેમ તેં જીવતાને ખાધો હતો તેમ હવે મુવેલાને ખા. પછી તે શખ્સ તેને ખાશે. અને નાક ભવા ચઢાવતો જશે અને પોકાર કરતો જશે.

## કોઇપર તોહમત મૂકવું.

(૭૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ કોઇ મુસલમાનપર એવું તોહમત મૂકે કે જે તેમાં હોય નહીં અલ્લાહ તઆલા તેને દોઝખીઓનાં લોહી અને પીપ એકઠું થનારી જગા રહેવા માટે આપશે. એટલા સુધી કે પોતે જે કહેલું છે તે માટે તોબાહ કરે અને તે મૂકી દે.

## ઓછું બોલવું.

(૭૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ ચૂપ રહે છે તે ઘણી આફતોથી બચે છે.

(૭૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે અલ્લાહના ઝિકર સિવાય બીજી વાતો વધારે કર્યા કરો નહીં; કેમકે અલ્લાહ તઆલાના ઝિકર સિવાયની બહુ વાતો દિલને સખત કરી નાંખે છે. અને લોકોમાંથી તે માણસ અલ્લાહ તઆલાથી વધારે દૂર છે કે જેનું દિલ સખત છે.

## પોતે પોતાને સૌથી ઓછા સમજવા વિષે.

(૭૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ અલ્લાહને વાસ્તે તવાઝોઅ (નમ્રતાઇ) કરે છે અલ્લાહ તઆલા તેનો મરતબો વધારી દે છે. અને જે માણસ અભિમાન કરે છે અલ્લાહ તઆલા તેની ગરદન ભાંગે છે. ફાયદો એટલે હલકો પાડે છે.

## પોતે પોતાને બીજાઓથી મોટા સમજવું.

(૭૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે એવો માણસ જન્નતમાં જશે નહીં કે જેના દિલમાં રાઇના દાણા બરાબર પણ અભિમાન હશે.

## સાચ અને જુઠ બોલવા વિષે.

(૭૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે તમે હમેશ સાચું બોલ્યા કરો; કેમકે સાચું બોલવું નેકીનો રસ્તો બતાવે છે. અને સાચ તથા નેકી બન્ને જન્નતમાં લઇ જાય છે. અને જૂઠ બોલવાથી ડરતા રહો; કેમકે જૂઠ બોલવું બદી (બુરાઇ)નો રસ્તો દેખાડે છે અને જૂઠ તથા બદી દોઝખમાં લઇ જાય છે.

## દરેકને મોઢે તેના જેવી વાત કરવી.

(૭૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસના બે મોં હશે કેયામતને દહાડે તેને બે જીભ આગની થશે. ફાયદો બે મોંની મતલબ આ છે કે એકને મોઢે તેના જેવી અને બીજાને મોઢે બીજાના જેવી વાત કહેવી.

## અલ્લાહ સિવાય બીજાની કસમ ( સમ ) ખાવી.

(૮૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસે અલ્લાહ સિવાય બીજા કોઇની કસમ ખાધી તેણે કુફર કર્યું. અથવા ફરમાવ્યું કે તેણે શિર્ક કર્યું. ફાયદો જેમ કે કેટલાક માણસોની ટેવ હોય છે કે એવા કસમ ખાય છે જેમકે " તારા જાન ( પ્રાણ )ના સમ " " દીદા (આંખો) ના સમ " "મારા બચ્ચાંના સમ" એ

÷ આ કાયદો તે શખ્સ માટે છે કે જે પોતાની કસૂર સમજી પસ્તાવો કરી માફી ચાહતો હોય પણ જો કોઈ સંબંધથી એમ જણાય કે બેહરૂપીની જેમ મકર કરી પોતાનું કોઇ કામ કાઢવા ઉજર ખાહી કરે છે તેવા માણસની ઉજર ખાહીને નહીં કબૂલ રાખે માફી નહીં બખશે તે આ કાયદામાં નથી. ગુ. મો.

ખાવું મના છે. અને એક હદીસમાં છે કે જો કે કદી એવા કસમ મોઢેથી નીકળી જાય તો તરત કલેમો પઢી લે.

**એવા કસમ ખાવા કે હું જો જુઠ બોલું તો ઈમાન નસીબ ન થાય.**

(૮૧) રસૂલુલ્લાહે (સ૦ સ૦ અ૦) ફરમાવ્યું કે જે માણસ એમ કસમ ખાય કે "મને ઇમાન નસીબ ન થાય" તો જો તે જૂઠો હશે તો જેવી રીતે તેણે કહ્યું તેવીજ રીતે થઈ જશે. પણ જો સાચો હશે તોએ ઇમાન પૂરો રહેશે નહીં. ફાયદો તેમજ એમ કહેવું કે "કલેમો નસીબ ન થાય" અથવા "દોઝખ નસીબ થાય' એ બધી કસમો મના છે એ ટેવ મૂકી દેવી.

**રસ્તામાંથી એવી ચીજનું ખસેડી મૂકવું જેના પડી રહેવાથી ચાલનારને ઈજા પહોંચે.**

(૮૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે એક માણસે રસ્તે જતાં કાંટાવાળી ડાળી પડેલી જોઇ તેણે તે ડાળીને રસ્તામાંથી બાજુએ મૂકી દીધી. અલ્લાહ તઆલાએ એ અમલની ભારે કદર કરી અને તેને બખશી દીધો. ફાયદો એથી જણાય છે કે એવી વસ્તુ રસ્તામાં નાંખવી બહુ ખોટી વાત છે. કેટલીક બદ તમીઝ ઓરતોની ટેવ હોય છે કે આંગણાંમાં પીઢી (ચોકી) બિછાવી બેઠી હોય છે. પછી પોતે તો ઉઠી જાય છે અને પીઢી ત્યાંજ પડતી મૂકી. તેથી કેટલીકવાર ચાલનાર તેમાં અથડાઇ પડી જાય છે. અને મોં કે હાથ ભાંગે છે. એવીજ રીતે રસ્તામાં કંઇ વાસણ, ખાટલો કે લાકડું કે સિલ (મસાલો પીસવાનો પત્થર) પડયાં મૂકવાં સર્વ ખોટું છે.

**વાયદો અને અમાનત પુરાં કરવાં**

(૮૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જેનામાં અમાનત (દયાનતદારી) નથી તેમાં ઇમાન નથી અને જેણે કરારનો ખ્યાલ કીધો નહીં તેમાં દીન નથી.

**કોઈ પંડિત કે ફાલ બોલનાર કે હાથ જોનાર પાસે જવું.**

(૮૪) રસૂલુલાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ ગેબ (છુપી વાત)ની વાતો બતાવનારની પાસે જાય અને કંઇ પૂછે અને તેને સાચુ માને* તેની ચાલીસ દિવસની નમાઝ કબુલ થશે નહીં. ફાયદો એવીજ રીતે જો કોઇ પર જીન ભૂતનો શક આવે છે તો કેટલીક ઓરતો તે જીનથી પૂછે છે કે મારા મિયાંને નોકરી કયારે મળશે મારો છોકરો કયારે આવશે. એ સર્વ ગુનાની વાતો છે.

**કુતરૂં પાળવું કે તસ્વીર (છબી) રાખવી.**

(૮૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે ઘરમાં કૂતરૂં કે તસ્વીર હોય છે. તેમાં ફરિસ્તા આવતા નથી ફાયદો એટલે રહમતના ફરિશ્તા આવતા નથી. બચ્ચાંઓનાં રમકડાં જે છબીવાળાં હોય તે પણ મના છે.

**લાચારી વગર ઉંધા પડી ઉંઘવું.**

(૮૬) એક શખ્સ ઉંધો સૂતો હતો તેની પાસેથી રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ગયા. આપે પોતાના પગ વડે તેને ઇશારો કરી ફરમાવ્યું કે એવી રીતે ઉંઘવાને ખુદા તઆલા પસંદ કરતો નથી.

**કંઇક તડકો અને છાંયડો પણ હોય એવી જગાએ ઉંઘવા કે બેસવા વિષે.**

(૮૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) એવી રીતે બેસવા મના ફરમાવ્યું છે કે કંઇક છાંય અને કંઇક તડકો હોય.

**અપશુકન અને ટોટકો.**

(૮૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે અપશુકન શિર્ક છે.

(૮૯) અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે ટોટકો પણ શિર્ક છે.

**દુનિયાનો લોભ નહીં કરવા વિષે.**

(૯૦) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું દુનિયાનો લોભ નહીં કરવાથી દિલને પણ ચેન રહે છે. અને બદનને પણ આરામ મળે છે.

---

* પણ જો મશ્કરીની રૂએ અથવા તેને જૂઠો પાડવા પૂછે તે આ કાયદામાં નથી ગુના૦ મો૦

(૯૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે ઘણી બકરીઓમાં બે ખૂની વરૂ છોડી મુકવામાં આવે કે જે ખુબ ચીરી ફાડી ખાય પણ તેમનાથીએ એટલી બરબાદી (નુકસાન) નથી કે જે માણસના દીનને પૈસાના લોભે અને નામનાની ઇચ્છાને લીધે થાય છે.

## મોતને યાદ રાખવું અને ઘણા દહાડાને માટે બંદોબસ્તનો વિચાર ન કરવો અને નેક કામને માટે વખતને ગનીમત સમજવા વિષે.

(૯૨) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે તે ચીજને બહુ યાદ કરતા રહો જે બધી લજ્જતો (મજા) ને કાપી નાંખશે. એટલે મોતને

(૯૩) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું જ્યારે સવારનો વખત તમારી ઉપર આવે તો સાંજને માટે કંઇ વિચાર કરો નહીં અને જ્યારે રાતનો વખત તમારી ઉપર આવે તો સવાર માટે વિચાર કર્યા કરો. નહીં. અને બીમારી આવતા પહેલાં આપણી તંદુરસ્તીથી કંઇ ફાયદો ઉઠાવો. અને મરતા પહેલાં આપણી જીંદગીથી કંઇ ફા ઉઠાવો. ફાયદો મતલબ કે તંદુરસ્તી અને જીંદગીને ગનીમત સમજો. અને નેક કામમાં તેને વાપરો. નહીં તો બીમારી અને મોતમાં ફરી કંઇ થઇ શકશે નહીં.

## બલા અને મુસીબતમાં સબર કરવો.

(૯૪) રસૂલુલ્લાહે (સ૦ અ૦ અ૦) ફરમાવ્યું કે મુસલમાનને જે દુઃખ મુસીબત બીમારી દિલગીરી થાય છે એટલા સુધી કે કંઇ ફિકરમાં થોડીએ પરેશાની થાય છે. એ બધામાં અલ્લાહ તઆલા તેના ગુના માફ કરે છે.

## બીમારની ખબર લેવી.

(૯૫) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે એક મુસલમાન બીજા મુસલમાનની બીમાર પુરસી (માંદાને જોવા જવું) સવારના વખતે કરે તો સાંજ સુધી સિત્તેર હજાર ફરિશ્તા તેને માટે દોઆ કરે છે. અને જો સાંજે કરે તો સવાર સુધી સિત્તેર હજાર ફરિશ્તા દોઆ કરે છે.

## મુરદાને નહવડાવવું અને કફન આપવું તથા ઘરવાળાંને તસલ્લી (ધીરજ) આપવા વિષે.

(૯૬) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જે માણસ મુરદાને ગુસલ આપે (નહવડાવે) તો ગુનાઓથી એવો પાક થઇ જાય છે કે જાણે માને પેટે હમણાં પેદા થયો હોય. અને જે કોઇ મુરદાને કફન પહેરાવે અલ્લાહ તઆલા તેને જન્નતનો જોડો (લુગડાંની જોડ પોશાક) પહેરાવશે. અને જે કોઇ ગમઝદાહ (બહુ દિલગીર) ને તસલ્લી* (ધીરજ) આપે અલ્લાહ તઆલા તેને પરહેઝગારીનો પોશાક પહેરાવશે. અને તેની રૂહ (આત્મા) પર રહમત મોકલશે. અને જે માણસ દુઃખના લાછાને (દુખીને) ધીરજ આપે અલ્લાહ તઆલા તેને જન્નતના પોશાકોમાંથી એવી બે પોશાકો પહેરાવશે કે જેની કીંમતની બરાબરી આખી દુનિયાની દોલત પણ કરી શકે નહીં.

## બૂમો પાડી અને વિલાપ કરીને રડવા વિષે.

(૯૭) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) વિલાપ કરીને રડનારી ઓરતપર અને જે સાંભળવામાં શામેલ થાય તે ઉપર લાનત ફરમાવી છે. ફાયદો બીબીઓ ખુદાને વાસ્તે એને મૂકી દો.

---

* તસલ્લી અને દિલાસા (તાજીયત) ની મુદ્દત ત્રણ દિવસ છે તે પછી મકરૂહ છે. પણ દુરનો માણસ ખબર પડેથી દિલાસા પત્ર મોકલે કે આવે તો કશી અડચણ નથી. પણ ગામવાળા ગામવાળા ગમઝદહને નવી રોશનીવાળાઓની જેમ ૧૫-૨૦ દિવસે જલસો કરી દિલાસો આપવા જાય છે અથવા દિલાસા પત્ર લખે છે તે હરામ છે. કારણ કે એમાં કાફિરોની મોશાબહત થાય છે તથા દિલગીરીવાળા માણસોને નવે સરથી ગમમાં નાખે છે અને પોતાનીજ હાલત પ્રગટ કરે છે. ગુ૦ મો૦

## યતીમ (બાપ વગરનાં બચ્ચાં) નો માલ ખાવા વિષે.

(૯૮) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે કેયામતમાં કેટલાક માણસ કબરમાંથી એવી રીતે ઉઠશે કે તેમના મોંઢામાંથી આગના ભડકે ભડકા નીકળતા હશે. કોઇએ આપને પૂછ્યું. એ રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) તે કોણ હશે ? આપે ફરમાવ્યું તમને ખબર નથી ? અલ્લાહ તઆલાએ કુરઆનમાં ફરમાવ્યું છે કે જે લોકો યતીમનો માલ નાહક ખાય છે તે લોકો પોતાના પેટમાં અંગાર ભરી રહ્યા છે, ફાયદો નાહકની મતલબ એ છે કે તે માલ ખાવાનો કે તેમાંથી લેવાનો શરેઅ મુજબ તેઓને કંઇ હક પહોંચતો નથી. બીબીઓ ડરતી રહો, હિંદુસ્તાનમાં એવો ખોટો રિવાજ છે કે જ્યાં કોઇ ખાવિંદ નાનાં નાનાં બચ્ચાં મૂકી મરી ગયો કે બધા માલપર એવાઓ (વિધવાઓ) કબજો કરી લે છે. પછી તેમાંથીજ મહેમાનોનું ખરચ મસજીદોનું તેલ મુસલ્લીઓનું ખાવાનું બધુંજ કરે છે. જો કે તેમાં તે યતીમોનો હક છે અને બધું ખરચ ભાગમાં સમજે છે. એવીજ રીતે હંમેશના ખરચમાં પણ થાય છે. અને ફરી તે બચ્ચાંની શાદી વગેરેમાં જેવી રીતે પોતાની મરજીમાં આવે છે તેમ ખરચે છે. શરેઅથી જાણે કંઇ મતલબજ નથી. એવી રીતે ભાગીયા માલને ખરચવો મોટો ગુનો છે. + તેમનો ભાગ જુદો મૂકી દો અને તેમાંથી ખાસ તેમનુંજ ખરચ જે બહુ જરૂરનું હોય તે કરો. અને મહેમાનદારી કે ખેરખેરાત કરવી હોય તો પોતાના ખાસ ભાગમાંથી કરો તે પણ જો શરેઅથી ઉલટું ન હોય તો. નહીં તો પોતાના માલમાંથી પણ તેમ કરવું દુરૂસ્ત નથી. ખૂબ યાદ રાખો નહીં તો મરવાની સાથેજ આંખો ઉઘડી જશે.

## કેયામતના દિવસનો હિસાબ કિતાબ.

(૯૯) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે કેયામતને દિવસે કોઇ માણસ પોતાની જગાએથી હઠવા પામશે નહીં, જ્યાં સુધી કે તેને ચાર બાબત પૂછવામાં આવશે નહીં. એક તો એ કે ઉમર કઇ ચીજમાં પૂરી કરી. બીજી એકે જે મસઅલા જાણ્યા તે ઉપર શો અમલ કર્યો. ત્રીજી માલ કયાંથી કમાયો અને ક્યાં ખરચ્યો. ચોથી પોતાની જાતને (બદનને કઇ બાબતમાં ખૂટાડી. મતલબ કે બધાં કામો શરેઅ મુજબ કર્યાં હતાં કે મરજી મુજબ (મનની મરજી મુજબ.)

(૧૦૦) અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે કેયામતમાં બધા હકો અદા કરવા પડશે એટલા સુધી કે શીંગડાં-વાળી બકરીને ખાતર બદલો લેવામાં આવશે. ફાયદો જો તેણે નાહક શીંગડું માર્યું હશે તો તેનાથી બદલો વાળવામાં આવશે.

## બેહેશ્ત દોઝખનું યાદ રાખવું.

(૧૦૧) રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ખુતબામાં ફરમાવ્યું કે બે ચીજો બહુ મોટી છે. તેને ભૂલવી નહીં એટલે જન્નત અને દોઝખ. પછી એ ફરમાવી આપ બહુ રડયા એટલા સુધી કે આંસુઓથી આપની રીશ (ડાઢી) મુબારક ભીંજી ગઇ. પછી ફરમાવ્યું કે કસમ છે તે પાક જાતની કે જેના કબજામાં મારો પ્રાણ છે. આખેરતની વાતો જે કંઇ કે હું જાણું છું જો તમોને તે માલમ પડી જાય તો જંગલોમાં નાશી જઇ પોતાના માથાઓમાં ધૂળ (ખાક) નાંખતા ફરો. ફાયદો બીબીઓ આ ૧૦૧ હદીસો છે અને કેટલીક જગાએ બીજી પણ હદીસો આ કિતાબમાં આવેલી છે. હમારા હજરત પેગમ્બરે (સ૦અ૦સ૦) ફરમાવ્યું છે કે જે કોઇ ચાલીસ હદીસો યાદ કરી

---

+ જેવી રીતે એ ખરચવું મોટો ગુનો છે તેવીજ રીતે તે ખરચનારી કંઈ કાર જમણવાર કરે તેમાં ખાવા જવું હરામ છે. આ મસલો ખાસ સુન્નીઓ માટે નથી પણ દરેક મુસલમાન માટે છે. જે બીબી કોઇ ખરચમાં પોતાના હિસ્સાથી ખરચે તેને જરૂર છે કે લોકો આગળ બયાન કરે કે આ ખરચ યતીમોના માલથી નથી કે તેણીના વિષે બદ ગુમાની નહીં થાય તથા લોકો ગુનામાં જવાની નૈયતથી બચે. ગુ. મો.

મારી ઉમ્મતને પહોંચાડે તો તે કેયામતને દહાડે આલિમો સાથે ઉઠશે. તો હિંમત કરી આ હદીસો બીજીઓને પણ સંભળાવતી રહો. ઇન્શાઅલ્લાહ તઆલા તમે પણ કેયામતમાં આલિમોની સાથે ઉઠશો. કેટલી બધી નેઅમત કેવી સહેલાઇથી મળે છે.

## કેયામતની થોડીક હકીકત અને તેની નિશાનીઓનું વર્ણન.

કેયામતની નાની નિશાનીઓ રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ની ફરમાવેલી હદીસમાં આ આવેલી છે.

લોકો ખુદાઇ માલને પોતાની મિલકત સમજવા લાગશે.* ઝકાતને દંડની પેઠે ભારે સમજશે. અમાનતને પોતાનો માલ સમજે. મરદ બીબીની તાબેદારી કરે, અને માના હુકમને માને નહીં. બાપને પરાયો સમજે અને દોસ્તને પોતાનો સમજે. દીનનો ઇલ્મ દુનિયા કમાવવા માટે હાસીલ કરે. સરદારી અને હકુમત એવાંને મળે જે બધાંમાં નકામો હોય એટલે બદજાત લોભી અને અવિવેકી હોય. અને જે જે કામને લાયક ન હોય તે તેને સોંપવામાં આવે. લોકો જુલમીઓની ઇજ્જત કરે મોટાઇ આપે અને ખાતર કરે એવા ડરથી કે એ અમને ઇજા પહોંચાડે નહીં. શરાબ (દારૂ) ખુલ્લે ચોક પીવામાં આવવા લાગે. નાચનારી અને ગાનારી ઓરતોનો રિવાજ થઇ જાય. અને ઢોલક, સારંગી, તબલા અને એવી ચીજો ઘણે ભાગે થઇ જાય. પાછલા લોકો ઉમ્મતના પહેલાંના બુઝરગોને ભલું બુરું કહેવા લાગે. રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ફરમાવે છે કે એવા વખતોમાં એવા એવા અજાબોની વાટ જોતા રહો કે લાલ આંધી (વંટોળીયું) આવે અને કેટલાક લોકો જમીનમાં ધસી જાય અને આકાશમાંથી પત્થરોનો વરસાદ વરસે અને સુરતો (મોઢાનું રૂપ ઘાટ) બદલાઇ જાય. એટલે માણુસ મટીને સુવ્વર (ભુંડ) કૂતરા જેવા થઇ જાય. અને ઘણી એક આફતો અવરનવર જલદી જલદી આવવા લાગે જેમ ઘણાં દાણાં એક દોરામાં પરોવી રાખ્યાં હોય અને તે દોરો તૂટી જાય અને તેથી બધા દાણા તળે ઉપરથી ઝટઝટ ખરી પડવા માંડે. એ નિશાનીઓ પણ આવી છે કે દીનનો ઇલમ ઓછો થઇ જવા માંડે. અને જૂઠ બોલવાને હુન્નર સમજવા લાગે. અમાનતનો ખ્યાલ લોકોના દિલોમાંથી જતો રહે. શરમ હયા જતી રહે. અને બધી બાજુએ કાફિરોનું જોર થઈ જાય. અને જૂદા જૂદા તરીકા નીકળવા લાગે. જ્યારે એ બધી નિશાનીયો થઇ રહે તો બધે નસારા (ખ્રિસ્તીઓ) ની રાજ્યસત્તા થઇ જાય. અને તેજ જમાનામાં શામ (સીરયા) ના મુલકમાં એક અબુ સુફયાનની ઓલાદમાંથી એવો પેદા થાય. જે ઘણાં સૈયદોનાં ખૂન કરે. અને શામ તથા મિસરમાં તેની હકુમત ચાલવા માંડે. તેજ વખતમાં રૂમના મુસલમાન બાદશાહના નસારાની એક જમાત સાથે લડાઇ થાય અને નસારાના એક ટોળાની જોડે સલાહ થઇ જાય. દુશ્મનોની ટોળી કાન્સટન્ટીનોપલ ઉપર ચઢાઇ કરી તે રાજધાનીનું શહેર જીતી પોતાનો અમલ શરૂ કરે. અને રૂમનો બાદશાહ પોતાનો મુલક છોડી શામના મુલકમાં જતો રહે. અને નસારાની જે ટોળી જોડે સલાહ અને મેલ થયો હતો તે ટોળાને પોતાની સાથે મેળવી તે દુશ્મનના ટોળા સાથ ભારે લડાઇ થઇ મુસલમાનોની જીત થશે. અને એક દિવસે એકાએક જે નસારાઓ મળેલા છે તેમાંનો એક માણુસ એક મુસલમાનની સામે

---

* વકફનો માલ પણ ખોદાઇ માલ છે એનાથી સારી રીતે બચવું જોઇએ. ઘણા લોકો અને ખાસ કરીને સજ્જાદા તથા ગાદી નશીનો એને પોતાનો માલ સમજે છે, અને તેને પોતાની મોજ મોઝમાં ઉડાવે છે. શી બાબત માટે વકફ થયું છે કયાં ખરચવું જોઇએ તેનું તેઓને જરાએ ભાન નથી, ઇલમની તરક્કી માટે લોકો ચંદો ફાળો કરવાની કોશીશ કરે છે પણ રાંદેર, સુરત અને નવસારીના ગાદી નશીનો મોતવલ્લીઓ પોતાના કબજાના વકફથી ખરચે તો ઘણું કામ થઈ શકે છે. ગુ. મો.

કહેશે કે અમારા સલીબ ( ક્રોસ ) ની બરકતથી ફતેહ થઇ અને મુસલમાન તેના જવાબમાં કહેશે નહીં, અમારા ઇસલામની બરકતથી ફતેહ થઇ. એમાં વાત વધી જશે એટલે સુધી કે છેવટે બન્ને પોતપોતાની કોમના માણસોને બોલાવી ભેગા કરશે અને નસારા તથા મુસલમાનોમાં ભારે લડાઇ જાગશે અને તેમાં ઇસ્લામીઓનો બાદશાહ શહીદ થઇ જશે અને આ નસારાઓ દુશ્મન નસારાની જમાત જોડે સલાહ કરી લેશે અને બાકી રહેલા મુસલમાનો મદીને શરીફ જતા રહેશે અને ખૈબરની પાસે સુધી નસારાઓનો અમલ થઇ જશે. તે વખતે મુસલમાનોને ફિકર પડશે કે ઇમામ મેહદી અલૈ હિસ્સલામની તજવીજ કરવી જોઇએ કે જેથી કરી આ મુસીબતોમાંથી છૂટકો થાય. તે વખતે હઝરત મેહદી (અ૦ સ૦) મદીના મુનવ્વરામાં હશે અને એવા ડરથી કે કંઇ હકુમતને લીધે મને વળગશે માટે મદીના મુનવ્વરાથી મકકા મોઅઝઝમાહમાં ચાલ્યા જશે. અને એ જમાનાના વલી અને જે અબદાલનો દરજ્જો રાખતા હશે તે બધા હજરત ઇમામની તજવીજમાં હશે. અને કેટલાક લોક જૂઠા દાવા કરશે કે અમે ઇમામ મેહદી છીએ. મતલબ કે હજરત ઇમામ ખાનએ કઅબાહનો તવાફ કરતા હશે, અને હજરે અસવદ અને મુકામે ઇબ્રાહીમની વચમાં હશે, કે કેટલાક નેક લોકો તેમને ઓળખી જશે અને જોરાવરી તેમને ઘેરી કરીને તેમને હાકિમ બનાવવાની બેઅત કરશે. અને તેજ બેઅત વખતે એક આકાશવાણી થશે કે જેને ત્યાં હાજર હશે તેઓ સાંભળશે તે વાણીઆ કે અલ્લાહ તઆલાના ખલીફા એટલે હાકિમ બનાવેલા ઇમામ મેહદી આ છે. અને હઝરત ઇમામના જાહેર થવાથી મોટી નિશાનીયો કેયામતની શરૂ થાય છે. મતલબકે જ્યારે આપની બેઅતની વાત શરૂ થશે તો જે ફોજો મુસલમાનોની મદીના મુનવ્વરહમાં હશે તે મકકા મોઅઝઝમહમાં આવતી રહેશે. અને શામ ઇરાક અને યમનના અવલિયા અને અબદાલ બધા આપની સેવામાં આવી હાજર થશે. બીજી પણ અરબની ઘણી ફોજો એકઠી થઇ જશે. જ્યારે એ ખબર મુસલમાનોમાં મશહુર થશે ત્યારે એક માણસ ખુરાસાનથી હજરત ઇમામ (અ૦ સ૦) ની મદદ માટે એક મોટી ફોજ લઇ નીકળશે જેના લશ્કરની આગળ ચાલનાર સરદારનું નામ મનસૂર હશે, રસ્તે આવતાં ઘણાં એક બદદીનો ( ધર્મ વિધ્ધે ) ની સફાઇ કરતો આવશે. અને જે માણસનું વર્ણન ઉપર આવ્યું છે કે અબુ સુફયાનની ઓલાદમાં હશે, જે સૈયદોનો દુશ્મન હશે, જો કે હજરત ઇમામ (૨૦ અ૦) પણ સૈયદ હશે. માટે તે માણસ હજરત ઇમામ ( ૨૦ અ૦ ) સામે લડવા માટે એક ફોજ મોકલશે. જ્યારે એ ફોજ મકકા મદીનાના જંગલમાં પહોંચશે. અને એક પહાડની તળેટીમાં ઉતરશે ત્યાં બધી ફોજ જમીનમાં દટાઇ જશે. ફકત બે માણસજ બચવા પામશે. જેમાંનો એક તો હજરત ઇમામ ( ૨૦ અ૦ ) ને ખબર આપવા આવશે. અને બીજો તે સુફયાનીને ખબર આપવા જશે. અને નસારાઓ બધી તરફથી ફોજ એકઠી કરશે અને મુસલમાનો જોડે લડવાની તૈયારી કરશે. તે લશ્કરમાં તે દિવસે એંશી ઝણ્ડા હશે એટલે કુળ નવ લાખ સાઠ હજાર માણસ હશે. હજરત ઇમામ મકકેથી મદીને ફોજ લઇ જશે. ત્યાં રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ના મઝાર શરીફની જયારત કરી શામના મુલકમાં રવાના થશે. અને દમીશક સુધી પહોંચશે. એટલે બીજી તરફથી નસારાઓની ફોજ મુકાબલામાં આવી પહોંચશે. હજરત ઇમામ (૨૦ અ૦) ની ફોજના ત્રણ ભાગ પડી જશે. એક ભાગ નાશી જશે અને એક ભાગ શહીદ થઇ જશે અને એક ભાગ રહેશે તેમની ફતેહ થશે. એ શહાદત અને ફતેહનો કિસ્સો એ થશે કે હજરત ઇમામ ( ૨૦ અ૦ ) નસારાઓ સાથે લડવાને લશ્કર તૈયાર કરશે. અને ઘણા એક મુસલમાન લડવાને અંદર અંદર કસમ ખાશે કે ફતેહ કર્યા સીવાય હઠશું નહીં. છેવટે બધા માણસો શહીદ થઇ જશે. ફક્ત થોડાક માણસો

બચવા પામશે જેમને લઇ હજરત ઇમામ (૨૦ અ૦) પોતાના લશ્કરમાં પાછા આવતા રહેશે. બીજે દિવસે પણ આગલા દિવસ મુજબજ થશે. એટલે કસમ ખાઇને જશે અને થોડા બચીને આવશે. ત્રીજે દિવસે પણ એમજ થશે. છેવટે ચોથે દિવસે એ થોડા માણસો મુકાબલો કરશે. અલ્લાહ તઆલા ફતેહ આપશે. પછી કાફિરોના મગજમાં હકુમતની તાકાત રહેશે નહીં. હવે હઝરત ઇમામ (૨૦ અ૦) મુલકનો બંદોબસ્ત કરવો શરૂ કરશે. અને બધી તરફ ફોજ રવાના કરશે અને પોતે એ બધા કામોથી પરવારી કાન્સ્ટન્ટીનોપલ ફતેહ કરવા જશે. જ્યારે રૂમના દરિયા કિનારા ઉપર પહોંચશે ત્યારે બનુ ઇસ્હાકના ૭૦ હજાર માણસોને બોટોમાં બેસાડી તે શહેરને જીતવાની તજવીજ કરશે. જ્યારે એ લોકો શહેરના કોટ આગળ પહોંચશે, અલ્લાહો અકબર, અલ્લાહો અકબર જોરથી પુકારશે એ નામની બરકતથી શહેર પનાહ (કોટ) ની સામેની દિવાલ ભાગી પડી જશે. અને મુસલમાનો હુમલો કરી શહેરમાં દાખલ થશે. અને કાફિરોને કતલ કરશે. અને સારી પેઠે કાયદા અને ઇન્સાફથી મુલકનો બંદોબસ્ત કરશે. હજરત ઇમામ (૨૦ અ૦)થી બેઅત થઇ હતી ત્યારથી તે આજ સુધી છ કે સાત વર્ષની મુદ્દત થશે. હજરત ઇમામ (૨૦ અ૦) અહીંયાં બંદોબસ્તમાં લાગેલા હશે કે એવામાં એક જૂઠી ખબર ઉડશે કે અહીં શું બેઠા છો ત્યાં શામમાં દજ્જાલ આવી ગયો અને તમારા ખાનદાનમાં ઝઘડા ફિસાદ ચલાવી રહ્યો છે. એ ખબર ઉપરથી હજરત ઇમામ (૨૦ અ૦) શામ તરફ સફર કરશે અને ખરૂં ખોટું જાણવા માટે પાંચ કે નવ સવારોને આગળ મોકલશે. તેમાંથી એક જણ આવી ખબર આપશે કે એ ખબર તદ્દન ખોટી છે. હજુ દજ્જાલ નીકળ્યો નથી જેથી હજરત ઇમામ (૨૦ અ૦) ને નિરાંત થઇ જશે. અને પછી સફર જલદી કરશે નહીં નિરાંતે અંદરના મુલકોનો બંદોબસ્ત જોતાં જોતાં શામમાં પહોંચશે. અહીંઆ થોડાજ દિવસ થશે

એટલામાં દજ્જાલ પણ નીકળી પડશે. અને દજ્જાલ યહુદીઓની જાતમાંનો હશે. પહેલા તે શામ અને ઇરાકની અંદરથી નીકળશે અને નબુવ્વતનો દાવો કરશે. પછી ઇસ્પહાનમાં પહોંચશે. ત્યાંના ૭૦ હજાર યહુદીઓ તેની સાથે થશે. અને ખુદાઇનો દાવો શરૂ કરશે. એવી રીતે ઘણાં મુલકોમાં થઇ યમનની હદ આગળ આવી પહોંચશે અને દરેક જગાએથી ઘણાં એક બદદીન લોકો સાથે થશે. એટલે સુધી કે મક્કા મોઅઝ્ઝમહની પાસે આવી થોભશે પણ ફરિશ્તાઓની સંભાળને લીધે શહેરની અંદર જવા પામશે નહીં. પછી ત્યાંથી મદીનાનો ઇરાદો કરશે પણ ત્યાંએ ફરિશ્તાઓનો પહેરો હોવાને લીધે અંદર જવા પામશે નહીં. પણ મદીનામાં ત્રણ વાર ધરતીકંપ થશે અને જેટલા દીનમાં આળસુ અને કમજોર હશે તે બધા ધરતીકંપથી શહેર બહાર નીકળી જશે અને દજ્જાલની જાળમાં ફસાઇ જશે. તે વખતે મદીનામાં કોઇ બુઝર્ગ હશે. તે દજ્જાલથી ખૂબ વાદવિવાદ ચલાવશે દજ્જાલ ગુસ્સે થઇ તેમને કતલ કરી નાંખશે અને પછી જીવતા કરી પાછો પૂછશે કે કેમ હવે મારૂં ખુદા હોવું માનો છો કે નહીં ? તેઓ ફરમાવશે કે હવે તો ઉલટી પાકી ખાત્રી થઇ ગઇ કે તું દજ્જાલજ છે. પછી તે તેમને મારવા ઇચ્છશે પણ તેમની ઉપર કોઇ ચીજ અસર કરશે નહીં. ત્યાંથી દજ્જાલ શામના મુલકમાં રવાના થશે. જ્યારે દમીશ્કની આગળ પહોંચશે કે જ્યાં હજરત ઇમામ (૨૦ અ૦) પહેલાંથી આવી પહોંચ્યા હશે અને લડાઇની તૈયારીના કામમાં હશે કે એટલામાં અસરનો વખત થશે અને મોઅઝ્ઝન અઝાન કહેશે અને લોકો નમાઝની તૈયારીમાં હશે કે અચાનક હજરત ઇસા (અ૦ સ૦) બે ફરિશ્તાઓના ખાંધા ઉપર હાથ મૂકી આસમાન ઉપરથી નીચે ઉતરતા જોવામાં આવશે. અને જામેઅ મસજીદના મશરિક (પૂર્વ) તરફના મિનારા ઉપર આવીને થોભશે અને ત્યાંથી નીસરણી મૂકી નીચે તશરીફ લાવશે. હજરત ઇમામ (૨૦ અ૦) બધું લડાઇનું સામન

તેમને સોંપવા કરશે પણ તેઓ ફરમાવશે કે લડાઇનો બંદોબસ્ત આપજ રાખો, હું ખાસ કરી દજ્જાલને કતલ કરવા આવ્યો છું. મતલબ કે જ્યારે રાત વીતીને સવાર થશે તો હજરત ઇમામ (ર૦ અ૦) લશકરને ગોઠવી તૈયાર થશે. અને હજરત ઇસા (અ૦ સ૦) એક ઘોડો અને ભાલો મંગાવી સ્વાર થઇ તૈયાર થશે અને દજ્જાલની તરફ આગળ વધવા માંડશે. અને મુસલમાન લોકો દજ્જાલના લશકર ઉપર ચઢાઇ કરશે અને બહુ ભારે લડાઇ થશે તે વખતે હજરત ઇસા (અ૦ સ૦) ના શ્વાસમાં એવી અસર હશે કે જ્યાં સુધી નજર પહોંચે છે ત્યાં સુધી શ્વાસ પણ પહોંચશે અને જે કાફિરને શ્વાસની હવા લગાડશે તે તુરત હલાક (નાસ) થઇ જશે. દજ્જાલ હજરત ઇસા (અ૦ સ૦) ને જોઇ નાસવા માંડશે. હજરત ઇસા (અ૦ સ૦) તેનો કેડો લેશે એટલે સુધી કે બાબે લુદ નામની એક જગ્યા છે ત્યાં પહોંચતા ભાલા વડે તેનું કામ તમામ કરી નાંખશે એટલે કતલ કરી નાંખશે. અને મુસલમાનો દજ્જાલના લશકરને કતલ કરવાં માંડશે. પછી હજરત ઇસા (અ૦ સ૦) શહેરે શહેર ફરીને કે જેને જેને દજ્જાલે સતાવ્યા હતા બધાને ધીરજ આપશે અને ખુદા તઆલાના ફજલો કરમથી કોઇ કાફેર રહેશે નહીં. પછી હજરત ઇમામ (ર૦ અ૦) નું મરણ થશે. અને બધો બંદોબસ્ત હજરત ઇસા ( અ૦ સ૦ ) ના હાથમાં આવશે. પછી યાજુજ માજુજ નીકળશે કે જેમનું રહેઠાણ ઉત્તર ભણી વસ્તી પૂરી થાય તેથી પણ આગળ સાત દ્વીપથીએ બહાર છે. અને ત્યાંનો સમુદ્ર વધારે ઠંડીને લીધે એવો જમી ગએલો છે કે તેમાં વહાણ પણ ચાલી શકતાં નથી. હજરત ઇસા (અ૦ સ૦) મુસલમાનોને ખુદા પાકના હુકમ મુજબ કોહેતૂર પર લઇ જશે. અને યાજુજ માજુજ ઘણો ઉધમાત કરશે. છેવટે અલ્લાહ તઆલા તેમને હલાક કરશે અને ઇસા (અ૦ સ૦) પહાડપરથી ઉતરી આવશે. ચાળીસ વરસ બાદ હજરત ઇસા ( અ૦ સ૦ ) વફાત

પામશે, અને અમારા પેગમબર (સ૦ અ૦ સ૦ ના રોઝામાં દફન થશે. અને આપની ગાદી ઉપ એક યમનનો માણસ કે જેમનું નામ જહજા છે અને કહતાનનાં ખાનદાનના હશે, તે બેસ અને તેઓ બહુ દીનદારી અને ઇન્સાફથી હકુમ ચલાવશે. તેમની પછી આગળ પાછળ બી ઘણાંએક બાદશાહો થશે. પછી ધીમે ધીમે ને વાતો ઓછી થતી જશે. અને ખોટી વાતો વધ જશે. તે વખતે આસમાન પર એક ધુમાડા જે છવાઇ જશે અને જમીન ઉપર વરસવા માંડ જેથી મુસલમાનોને ઝુકામ (સલેખમ) અ કાફિરોને બેહોશી (બેભાની) થઇ જશે. ચાળી દહાડા પછી આસમાન સાફ થઇ જશે અને સમયે બકરાઇદનો મહીનો હશે. દશમી તારી પછી એકએક એક રાત એવી લાંબી થશે મુસાફરોના મન ગભરાઇ જશે અને બાળ ઊંઘી ઊંઘીને અકળાઇ જશે અને પશુ જંગલમાં જવા બરાડશે. પણ કોઇ રીતે સવ થશે નહીં. એટલે સુધી કે તમામ માણસો અને ગભરાટથી અકળાઈ જશે. જ્યારે ત્રણ રા જેટલી તે રાત થઇ જશે ત્યારે સવાર થ સૂરજ ઉગશે તે પણ થોડીજ રોશનીવાળો જે રીતે ગ્રહણ હોય છે અને થાય છે તેમ. અ તે મગરેબ (પશ્ચિમ) તરફથી ઉગશે. તે વખ કોઇનાં ઇમાન કે તોબાહ કબુલ રાખવામાં આવ નહીં. જ્યારે સૂરજ એટલો ઉંચે આવશે કે બપે કરતાં પહેલાં હોય છે. તો ફરી ખુદા તઆલા હુકમથી મગરેબ તરફજ પાછો વળશે અ રિવાજ મુજબ આથમશે. પછી હમેશાં પોતા જૂના રિવાજ મુજબ રોશન અને ભપકાદ નીકળતો રહેશે. પછી થોડાજ દહાડામાં જે મક્કા પાસે સફા નામનો પહાડ છે તે ધરતીકંપ થઇ ફા જશે. અને ત્યાંથી એક નવાઈ જેવું જાન અજબ જેવી શિકળવાલું નીકળશે. અને લોકો વાતો કરશે. અને ઘણી ઝડપથી બધે ફરી વળ અને ઇમાનવાળાઓની પેશાનીપર હજરત મુ (અ૦ સ૦) ના અસાથી નુરાની લીટી ખેંચ

જેથી તેનું આખું મોઢું રોશન થઇ જશે અને બેઇમાનોની નાક કે ગરદન ઉપર હજરત સુલેમાન (અ૦ સ૦) ની અંગુઠી વડે કાળી છાપ મારશે જેથી તેનું આખું મોઢું મેલું થઇ જશે. અને એ કામ કરી તે ગાયબ (અદ્રસ્ય) થઇ જશે. પછી દક્ષિણ તરફથી એક હવા ખુશી ઉપજાવનારી ફુંકાશે જેથી બધા ઇમાનવાળાઓની બગલમાં કંઇ નીકળી આવશે. જેથી તેઓ મરી જશે. જ્યારે બધા મુસલમાનો મરી જશે ત્યારે કાફિર હબશીઓનું આખી દુનિયામાં રાજ થઈ જશે. અને તેઓ ખાનએ કઅબાને તોડી નાંખશે. અને હજ બંધ થઇ જશે અને કુરઆને શરીફ દીલોમાંથી અને કાગળોમાંથી ઉડી જશે અને ખુદાનો ખોફ તથા શરમ સર્વ ઉડી જશે અને કોઇ અલ્લાહ અલ્લાહ કહેનાર રહેશે નહીં. તે વખતે શામના મુલકમાં બહુ સોંઘું થઇ જશે લોકો ઉંટોપર અને સ્વારીઓપર તથા પેદલ ચાલ્યા જઇ ત્યાં ઉતરી પડશે. અને જેઓ રહી જશે તેઓને એક આગ પેદા થઇ જશે તે હાંકીને શામમાં પહોંચાડી દેશે, એમાં એ ભેદ છે કે કેયામતને દહાડે બધી મખલૂક ત્યાં એકઠી થશે. પછી તે આગ ગાયબ થઇ જશે. અને તે વખતે દુનિયાની બહુ વૃદ્ધિ થશે ત્રણ ચાર વરસ એવીજ હાલત રહેશ કે એકાએક મોહરમની દસમી તારીખને શુકરવારે સવારમાં બધા લોકો પોત પોતાના કામમાં હશે કે સૂર ફુંકાશે. પ્રથમ હલકો હલકો અવાજ થશે પછી તે એટલો અવાજ વધતો જશે કે જેની બીકથી બધાંજ મરી જશે. જમીન આસમાન ફાટી જઈ દુનિયા ફના થઇ જશે. અને જ્યારે સૂરજ મગરેબ તરફથી નીકળ્યો હતો ત્યારથી કે આજ સુધીનો સમય ૧૨૦ વરસનો થશે. હવે અહીંથી કેયામતનો દિવસ શરૂ થશે.

## ખાસ કેયામતના દિવસનું વર્ણન.

જ્યારે સૂર ફુંકવાથી તમામ દુનિયા ફના થઇ જશે તે ૪૦ વરસ સુધી એવી સુનસાન હાલતમાં રહેશે. પછી ખુદાએ તઆલાના હુકમથી બીજી વાર ફુંકવામાં આવશે અને ફરી જમીન આસમાન તેવીજ રીતે કાયમ થઇ જશે. અને મુરદાંઓ કબરમાંથી જીવતાં થઇ કબરોમાંથી નીકળી પડશે. અને કેયામતના મેદાનમાં એકઠા કરવામાં આવશે. અને સૂરજ ઘણો પાસે આવી જશે. જેની ગરમીથી લોકોનાં ભેજાં ખદખદીને પાકી જશે. અને ગુનાના પ્રમાણમાં પરસેવો વધારે નીકળતો જશે. અને લોકો તે મેદાનમાં ભૂખ્યા તરસ્યા ઊભા ઊભા ગભરાઇ જશે. જે લોકો નેક હશે તેમને માટે આ જમીનની માટી મેદા જેવી કરી નાંખવામાં આવશે તેને ખાઇ ભૂખ મટાડશે. અને તરસ બુજાવવા હોઝે કૌસર પર જશે. પછી જ્યારે કેયામતના મેદાનમાં ઊભા ઊભા ગભરાઈ ઉઠશે તે વખતે બધા મળી હજરત આદમ ( અ૦ સ૦ ) ની પાસે પછી બીજા નબીઓ પાસે એવી વાતની સિફારશ કરાવવા જશે કે અમારો હિસાબ કિતાબ અને કંઇ ફેંસલો જલદી થઇ જાય. બધા પેગમ્બર કંઇ કંઇ બહાનું કાઢશે. અને સિફારશનો વાયદો કરશે નહીં. બધા પછી અમારા પેગમ્બર ( સ૦ અ૦ સ૦ ) ની ખિદમતમાં હાજર થઇ ઉપર મુજબની દરખાસ્ત કરશે. આપ હકતઆલાના હુકમથી કબુલ કરી મકામે મહમૂદમાં ( કે જે એક જગાનું નામ છે) તશરીફ લઇ જઇ શફાઅત કરશે. હકતઆલાનો હુકમ થશે કે અમે સિફારશ કબુલ કરી. હવે અમે જમીનપર તજલ્લી ફરમાવી હિસાબ કિતાબ કરી દઇએ છીએ. પહેલાં આસમાનમાંથી ફરિસ્તાઓ મોટા પ્રમાણમાં ઊતરવા શરૂ થશે અને તમામ માણસોને ચારે તરફથી ઘેરી લેશે. પછી હકતઆલાનો અરશ ઊતરશે તે ઉપર હકતઆલાની તજલ્લી થશે અને હિસાબ કિતાબ શરૂ થઇ જશે. અને આમાલ નામા ( કરેલાં કૃત્યનાં લેખ ) ઉડાવવામાં આવશે તે ઇમાનવાળાંઓના જમણાં હાથમાં અને બે ઇમાનોના ડાબા હાથમાં એની મેળે આવી પડશે. અને આમાલ ( કૃત્ય ) તોલવાનો કાંટો ઊભો કરવામાં

આવશે. જેથી બધાની નેકી બદી માલમ પડી જશે. અને પુલ સરાતપર ચાલવા હુકમ કરવામાં આવશે. જેની નેકીઓ તોલમાં વધારે થશે તે તે પુલથી પાર થઇ બહીશ્તમાં દાખલ થશે. અને જેના ગુના વધારે હશે અને ખુદાતઆલાએ માફી નહીં કરી હોય તે દોઝખમાં પડી જશે. અને જેની નેકીઓ અને ગુના બન્ને બરાબર હશે તેમને માટે એક મુકામ નામે આરાફ છે કે જે જન્નત અને દોઝખની વચ્ચે છે તેઓને ત્યાં રાખવામાં આવશે. પછી અમારા પેગમ્બર (સ૦ અ૦ સ૦) તથા બીજા હજરત અંબીયા ( અ૦ સ૦ ) અને આલિમ તથા વલી, શાહીદ, અને હાફિજ તથા નેક બંદાઓ ગુન્હેગારોને બખશાવવા શફાઅત કરશે. તેમની શફાઅત કબુલ થશે. અને જેના દિલમાં જરા પણ ઇમાન હશે તેમને દોઝખમાંથી બહાર કાઢી જન્નતમાં દાખલ કરવામાં આવશે. એવીજ રીતે જે લોકો આઅરાફમાં હશે તેઓ પણ આખર જન્નતમાં દાખલ કરવામાં આવશે. હવે દોઝખમાં ફકત તેજ લોકો રહેશે કે જેઓ કાફિર અને મુશરિક હશે અને એવા લોકોને કદી દોઝખમાંથી નીકળવું નસીબ થશે નહીં. જ્યારે બધા જન્નતી અને દોઝખી પોત પોતાને ઠેકાણે પડી જશે તે વખતે અલ્લાહ તઆલા જન્નત અને દોઝખની વચ્ચે મોતને એક મેંઢાના રૂપમાં હાજર કરી બધા જન્નતી અને દોઝખીઓને દેખાડી તેને જુબેહ કરાવશે. અને ફરમાવશે કે હવે જન્નતી કે દોઝખીઓને માટે મોત નથી. બધાંને પોત પોતાને ઠેકાણે હંમેશને માટે રહેવું થશે. તે વખત જન્નતીની ખુશીનો અને દોઝખીઓની ગમીનો કંઇ પાર રહેશે નહીં.

## બહેશ્તની નેઅમતો અને દોઝખના દુઃખોનું વર્ણન.

રસૂલુલ્લાહે ( સ૦ અ૦ સ૦ ) ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે મેં મારા નેક બંદાઓ માટે એવી નેઅમતો તૈયાર કરી રાખી છે કે ન કોઇની આંખે જોઇ હોય ન કોઇના કાને સાંભળ્યું હોય અને ન તો કોઇ માણસના દિલમાં તેનો ખ્યાલ આવ્યો હોય. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જન્નતની ઇમારતમાં એક ઇંટોને ચોટાડવા ગારો ચોખા મુશક ( શુદ્ધ કસ્તુરી ) નો છે. જન્નતનાં કાંકરા મોતી અને યાકૂત છે. ત્યાંની માટી ઝઅફ્‌રાન ( કેસર ) છે જે માણસ જન્નતમાં ચાલ્યો જશે તે સુખ ચેનમાં રહેશે. અને ગમ કે દિલગીરી જોશે નહીં. અને હંમેશ તે ત્યાંજ રહેશે કદી મરશે નહીં. તેમનાં લૂગડાં મેલાં થશે નહીં જુવાની મટવાની નથી. અને રસૂલુલ્લાહે ( સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જન્નતમાં બે બગીચા એવા છે કે ત્યાંના વાસણ વગેરે બધો સામાન ચાંદીનો હશે અને બે બગીચા એવા છે કે ત્યાંના વાસણ સામાન સોનાનાં હશે. અને રસૂલુલ્લાહે ( સ૦ અ૦ સ૦ ) ફરમાવ્યું કે જન્નતમાં સો દરજ્જા ઉપર તળે છે. એક દરજ્જાથી બીજા સુધી એટલું છેટું છે જેટલું હાલ જમીન અને આસમાન વચ્ચે છે એટલે પાંનસો વરસ. અને બધા દરજ્જામાં મોટો દરજ્જો ફિરદોસ છે. અને તેમાંથી જન્નતની ચાર નેહરો નીકળેલી છે. એટલે દૂધ, મધ, શરાબેતહૂર, અને પાણીની. અને તેથી ઉપર અર્શ છે. તમે જ્યારે અલ્લાહ પાક પાસે માગો ત્યારે ફિરદોસ માગ્યાં કરો, અને એમ પણ ફરમાવ્યું કે તેમાં એક એક દરજ્જો એટલો મોટો છે કે જો તમામ દુનિયાના લોકોને તેમાં ભરવામાં આવે તો તે સારી પેઠે સમાઈ જાય. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જન્નતનાં જેટલાં ઝાડ છે, બધાના થડ સોનાનાં છે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે સૌથી પહેલાં જે લોકો જન્નતમાં દાખલ થશે તેમના ચહેરા એવા રોશન થશે કે જાણે ચઉદમી રાતનો ચંદ્રમા. પછી જેઓ તેમની પાછળ જશે તેમના ચેહરા ચળકતા તારાઓની પેઠે હશે ત્યાં પેશાબ પાખાના, કે થુંક, રીંટની જરૂર પડશે નહીં.

કાંસકીઓ સોનાની હશે. અને પરસેવો મુશ્કની પેઠે ખુશ્બોદાર થશે. કોઇએ પૂછ્યું કે ત્યારે ખાવાનું કયાં જશે ? ફરમાવ્યું કે એક ઓડકાર આવશે. જેમાં મુશ્ક જેવી ખુશબો હશે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જન્નતવાળાઓ પૈકી જે સર્વથી હલકા દરજ્જાનો હશે તેને અલ્લાહ તઆલા પૂછશે કે જો તને દુનિયાના કોઇ બાદશાહના મુલક બરાબર આપવામાં આવે તો તું રાજી થશે ! તે કહેશે ઓ પરવરદીગાર હું રાજી છું. એટલે હુકમ થશે કે જા તને તે પાંચ ગણું આપ્યું. તે કહેશે ઓ રબ હું રાજી થઇ ગયો. ફરી હુકમ થશે જા તને એટલું આપ્યું કે તેથી પણ દસ ગણું. અને એ સિવાય જે માટે તારી આંખને સ્વાદિષ્ટ લાગશે તે તને મળશે. અને એક રિવાયતમાં છે કે દુનિયા અને તેથી ૧૦ ગણું વધારે તેને મળશે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જન્નતવાળાઓને પૂછશે કે તમે ખુશીમાં તો છો. તેઓ અરજ કરશે કેમ ખુશ ન હોઇએ ? આપે અમને તે ચીજો આપી છે કે જે આજ સુધી કોઇ મખલૂકને આપી નથી. હુકમ થશે કે અમો તમને એવી ચીજ આપીએ છીએ કે જે એ સર્વથી ઉત્તમ હોય, તેઓ અરજ કરશે કે એથી વિશેષ શી વસ્તુઓ હશે ? હુકમ થશે કે તે ચીજ આ છે કે હું તમારાથી રાજી રહીશ. કદી નારાજ થઇશ નહીં અને રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જ્યારે જન્નતવાળા જન્નતમાં જઇ રહેશે અલ્લાહ તઆલા તેમને ફરમાવશે કે તમે બીજું કંઇ ઇચ્છો તો હું આપું. તેઓ અરજ કરશે તેં અમારા ચેહરા રોશન કરી, અમને જન્નતમાં દાખલ કરી દીધા અને દોઝખથી છુટકો કરી દીધો અમારે બીજું શું જોઇએ તે વખતે અલ્લાહ તઆલા પરદો ખોલી દેશે. એટલી પ્યારી કોઇ નેઅમત હશે નહીં કે જેટલી અલ્લાહ તઆલાના દીદારમાં લઝ્ઝત હશે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે દોઝખને હજાર વર્ષ સુધી ધિકાવી. એટલે સુધી કે તેનો રંગ લાલ થઈ ગયો. પછી હજાર વર્ષ સુધી ધિકાવી કે જેથી તેનો રંગ સફેદ થઇ ગયો પછી હજાર વર્ષ સુધી ધિકાવી કે તેનો રંગ કાળો થઇ ગયો હવે તે અંધારી તદન અંધારા ઘોર જેવી (તિલીરમય) છે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે તમારી આ આગ કે જે ને તમે દુનિયામાં સળગાવો છો દોઝખની આગથી સીત્તેરમો ભાગ તેજીમાં ઓછી છે. અને તે આના કરતાં ૭૦ ગણી તેજીમાં વધારે છે. રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે દોઝખમાં એક મોટો પત્થરો દોઝખના કિનારાપરથી નાંખવામાં આવે તો સિત્તેર વર્ષ સુધીતે. ઉંડો ચાલ્યો જાએ તો તેને તળીએ પહોંચે અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે જ્યારે દોઝખને લાવવામાં આવશે ત્યારે તેને સિત્તેર હજાર લુગામ (દોરડાં) હશે અને દરેક દોરડાને ૭૦ હજાર ફરિસ્તાઓએ પકડેલું હશે જેથી તેને ઘસડવામાં આવશે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે સૌથી હલકો અજાબ દોઝખમાં એક માણસને થશે કે જેના પગમાં માત્ર આગનાં બે જોડા છે, પણ તેથી તેનું ભેજું હાંડલીની પેઠે પાકે છે. અને તે એમ સમજે છે કે મારાથી વધારે કોઇને અજાબ નહીં હશે. અને રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે દોઝખમાં એવા એવા મોટા સર્પ છે કે જેવા કે ઊંટ, જો એકવાર ડસે તો ચાલીસ વર્ષ સુધી લહેર આવ્યાં કરે. અને વીંછી એવા મોટા કે જાણે પાલાણ માંડેલા ખચ્ચર તે જો ડંખે તો ૪૦ વર્ષ સુધી ઝેર ચઢેલું રહે. અને એક વેળા રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) નમાઝ પઢી મિમ્બર ઉપર તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે મેં આજે નમાઝમાં દોઝખ અને જન્નતનો આબેહુબ નકશો જોયો. આજ સુધી મેં જન્નત કરતાં કોઇ સારામાં સારી વસ્તુ જોઇ નથી અને દોઝખ જેવી નઠારામાં નઠારી કોઈ ચીજ તકલીફવાલી જોઇ નથી.

## એવી વાતોનું બ્યાન કે જે વગર ઈમાન અધુરૂ રહે છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે નીચે બતાવેલી સીત્તેર ઉપર કેટલીક વાતો ઇમાન સાથે સંબંધની છે. બધામાં મોટી વાત તો લા ઇલાહ ઇલ લલ્લાહો છે, અને બધામાં નાની વાત એ છે કે રસ્તામાં કાંઈ કાંટા, લાકડું, પત્થર પડેલાં હોય જેથી કરી રસ્તે ચાલનારને ઇજા પહોંચે તેને દૂર કરી નાખવું. અને શરમ હયા પણ ઇમાનની તેજ વાતોમાંથી એક મોટી વાત છે, એ હુકમથી માલમ પડયું કે જ્યારે એટલી વાતો ઇમાનથી સંબંધ ધરાવે છે તો પૂરો મુસલમાન તેજ કે જેમાં સર્વ વાતો હોય. અને જેમાં કોઇ વાત હોય અને કોઇ વાત ન હોય તે અધુરો મુસલમાન છે. એ બધાંજ જાણે છે કે પૂરા મુસલમાન થવાની જરૂર છે. એટલા માટે બધાને લાજમ છે કે એ સઘળી વાતો પોતે પોતામાં પેદા કરે. અને તે માટે કોશીશ કરે. કે કોઈ વાતની કસર નહીં રહી જાય. એટલા માટે અમો તે વાતોને લખી બતાવીએ છીયે. તે બધી મળી સિત્તોતેર ( ૭૭ ) છે. જેમાંની (૩૦) દિલ સાથે સંબંધ ધરાવે છે.

(૧) અલ્લાહ તઆલા પર ઇમાન લાવવું. (૨) એવો એઅતેકાદ રાખવો કે ખુદા વગર બધી ચીજો પહેલા પેદા થઇ નહોતી. પછી ખુદાના પેદા કરવાથી થઇ. (૩) એ યકીન રાખવો કે ફરિશ્તા છે. (૪) એ યકીન કરવો કે ખુદા તઆલાએ જેટલી કિતાબો પેગમ્બરો ઉપર ઉતારી હતી તે બધી સત્ય છે. અને હવે કુરઆન વગર બીજીઓનો હુકમ રહ્યો નથી. (૫) એ યકીન કરવો કે બધા પેગમ્બર સાચા છે. અને હવે રસૂલુલ્લાહે (સ૦ અ૦ સ૦) ના હુકમ ઉપર ચાલવાનો હુકમ છે. (૬) એ યકીન રાખવો કે અલ્લાહ તઆલાને સર્વ ચીજની પહેલાંથી ખબર છે. અને જે તે ઇચ્છે છે તેજ થાય છે. (૭) એ યકીન કરવો કેયામત આવનાર છે. (૮) જન્નતનું માનવું. (૯) દોઝખનું માનવું. (૧૦) અલ્લાહ તઆલાથી મોહબ્બત રાખવી. (૧૧) રસૂલુલ્લાહ (સ૦ અ૦ સ૦) થી મોહબ્બત રાખવી. (૧૨) અને બીજાથી પણ મોહબ્બત કે દુશ્મની કરે તો માત્ર અલ્લાહનેજ માટે કરે. (૧૩) દરેક કામમાં દીનનીજ નૈયત કરવી. (૧૪) ગુનાહોનો પસ્તાવો કરવો. (૧૫) ખુદાતઆલાથી ડરવું. (૧૬) ખુદાતઆલાની રહમતની આશા કરવી. (૧૭) શરમ રાખવી. (૧૮) નેઅમતનો શુકર કરવો. (૧૯) અહદ (કરાર) પૂરો કરવો. (૨૦) સબર કરવો. (૨૧) પોતાને બીજાઓથી હલકો સમજવો. (૨૨) મખલૂક ( પેદા થએલી સર્વ ચીજ ) પર દયા રાખવી. (૨૩) જે કંઇ ખુદાની તરફથી થાય તે પર રાજી રહેવું. (૨૪) ખુદા પર ભરોસો કરવો. (૨૫) પોતાની કોઇ ખુબી ઉપર ઇતરાઇ કરવી નહીં. (૨૬) કોઇ જોડે કીનો કપટ રાખવો નહીં. (૨૭) કોઇ પર અદેખાઇ કરવી નહીં. (૨૮) ગુસ્સો કરવો નહીં. (૨૯) કોઇનું બુરૂં ચાહવું નહીં. (૩૦) દુનિયાથી મોહબ્બત રાખવી નહીં. **અને સાત વાતો જીભ સાથે સંબંધ ધરાવે છે.** (૩૧) જીભથી કલેમો પઢવો. (૩૨) કુરઆનની તિલાવત કરવી. (૩૩) ઇલમ શીખવો. (૩૪) ઇલમ શીખવાડવો. (૩૫) દુઆ કરવી. (૩૬) અલ્લાહનો ઝિકર કરવો. (૩૭) નકામી અને ગુનાની વાતોથી જેમકે જૂઠ, ગીબત, ગાળ, ભાંડવું, શેરોથી ઉલટું ગાવું એ બધાંથી બચવું. **અને ૪૦ વાતો આખા બદનથી સંબંધ ધરાવે છે.** (૩૮) વોજુ ગુસલ કરવું. કપડાં પાક રાખવા. (૩૯) નમાઝના પાબંધ ( હમેશ પઢતા ) રહેવું. (૪૦) ઝકાત, સદકો, ફિતરો, આપવો. (૪૧) રોઝો રાખવો. (૪૨) હજ કરવી. (૪૩) એઅતેકાફ કરવો. (૪૪) જ્યાં રહેવામાં દીનની ખરાબી થાય ત્યાંથી ચાલ્યા જવું. (૪૫) ખુદાની મન્નત પૂરી કરવી. (૪૬) જે કસમ ગુનાહ ભરી વાતની

ન હોય તે પૂરી કરવી. (૪૭) કસમ તુટી હોય તેનો કફારો આપવો. (૪૮) જેટલું બદન ઢાંકવું ફરજ છે તેટલું ઢાંકવું. (૪૯) કુરબાની કરવી. (૫૦) મુરદાનું કફન દફન કરવું. (૫૧) કોઇનું લેહેણું હોય તે આપી દેવું. (૫૨) લેવડ દેવડમાં શરેઅથી ઉલટી વાતોથી બચવું. (૫૩) સાચી શાક્ષીનું નહીં છુપાવવું. (૫૪) જો નફસ તકાઝો કરે (ઇચ્છા થાય) તો નિકાહ કરી લેવા. (૫૫) જે આપણા હાથ નીચે છે તેમનો હક અદા કરવો. (૫૬) મા બાપને સુખ પહોંચાડવું. (૫૭) ઓલાદનું પાળવું. (૫૮) સંબંધીઓથી અવિવેક કરવો નહીં. (૫૯) આકા ( પોતાના શેઠ ) ની તાબેદારી કરવી. (૬૦) ઇન્સાફ કરવો. (૬૧) મુસલમાનોની જમાતથી જૂદો કોઇ રસ્તો ન કાઢવો. (૬૨) હાકિમની તાબેદારી કરવી. પણ શરેઅથી ઉલટી વાતમાં નહીં. (૬૩) લડનારાઓમાં સલાહ કરાવી દેવી. (૬૪) નેક કામમાં મદદ આપવી. (૬૫) નેક રાહ બતાવી બુરી વાતથી રોકવા. (૬૬) જો હકુમત (સત્તા) હોય તો શરેઅ મુજબ સજા કરવી. (૬૭) જો વખત આવી પડે તો દીનના દુશ્મનોથી લડવું. (૬૮) અમાનતનું અદા કરવું. (૬૯) જરૂરત વાળાને કરજ ચલાવી દેવું (આપવું.) (૭૦) પાડોશીની ખાતરદારી રાખવી. (૭૧) પાક આવક લેવી. (૭૨) શરેઅ મુજબ ખરચ કરવો. (૭૩) સલામનો જવાબ આપવો. (૭૪) જો કોઇ છીંકે અને અલ હમ્દો લિલ્લાહ કહે તો તેને યરહમો કલ્લાહ કહેવું. (૭૫) કોઇને નકામી ઇજા આપવી નહીં. (૭૬) શરેઅથી ઉલટા ખેલ તમાશાઓથી બચવું. (૭૭) રસ્તામાંથી ઢેલાં, પત્થરા, કાંટા, કે લાકડી દૂર કરી દેવાં. જો જુદું જુદું બધી વાતોના સવાબો વિષે જાણવું હોય તો *ફોરૂઉલ ઇમાન નામની કિતાબ છે તેમાં જુઓ.

*આ કિતાબમાં ઇમાનની સઘળી શાખાનું ઘણી સારી રીતે બયાન છે. ઉર્દૂ કી. આ. ૪.

## આપણા નફસની અને આમ લોકોની ખરાબી વિષે.

ઉપર જેટલી સારી અને નઠારી વાતોનું તથા સવાબ અને અજાબની ચીજોનું વર્ણન આવી ગયું છે તેમાં બે ચીજો ખંડન નાંખે છે એક તો ખુદ પોતાનું મન કે જે દરેક વખતે ગોદમાં બેઠું બેઠું તરેહ તરેહની વાતો સૂજાડે છે અને નેક કામોમાં બહાના કાઢે છે અને ખોટા કામોમાં પોતાની (શામેલ થવાની) જરૂરત દેખાડે છે. અને જો અલ્લાહથી ડરાવો તો અલ્લાહ તઆલાનું ગફુરૂર રહીમ (દયાળુ અને બખશનારપણું) હોવું યાદ દેવડાવે છે. અને ઉપરાંત શૈતાન મદદ (ટેકો) આપતો જાય છે. બીજું ખંડન નાંખનાર તે માણસો છે કે જે તેની જોડે કોઇ રીતનો સંબંધ ધરાવતા હોય છે. જેમકે નજીકના (સગાં) વહાલાં અથવા ઓળખાણ પીછાણવાળા અથવા બિરાદરી (જાત, જમાત) કુટુંબના હોય અથવા તેના વતની હોય. કેટલાક ગુના તો એટલાં માટે થાય છે કે તેમની પાસે બેસી તેની બુરી વાતોની તેમાં અસર ઉત્પન્ન થાય છે. અને કેટલાક ગુના તેમની ખાતર (દિલ રાખવા) ને લીધે થાય છે. અને કેટલાક એવી રીતે થાય છે કે તેમની નજરમાં હલકાઇ ન થાય. અને કેટલાક ગુના એટલા માટે થઇ જાય છે કે તે લોકો તેની સાથે બુરાઇ કરે છે. કંઇક વખત તો એ બુરાઇના રંજ ( દીલગીરી ) માં કંઇ વખત તો તેમની ગીબતમાં કંઇકિ વખત તો તેમનાથી બદલો લેવાની ફિકરમાં ખરચાય છે. અને પછી એમાંથી તરેહ તરેહના ગુના થઇ જાય છે. મતલબ કે બધી ખરાબી એ નફસની તાબેદારીની અને આદમીઓથી ભલાઇની આશા રાખવાથી છે, તેથી તેઓની ખરાબીથી બચવા માટે બે વાતોની અગત્ય છે. એક તો પોતાના નફસને દાબી દેવું અને તેને કોઇ વખતે બેહલાવી (ખુશ કરી)ને કે ફોસલાવીને

અને કદી ધમકી કે ઠપકો આપી દીનના રસ્તા પર લગાડવીને. બીજી બધા માણસોથી વધારે લાગવગ (સંબંધ) રાખવો નહીં. અને એ વાતની પરવા રાખવી નહીં કે તેઓ સારૂં કહેશે કે નઠારૂં કહેશે. એટલા માટે એ બન્ને જરૂરી બાબતોને જુદી જુદી લખવામાં આવે છે.

## નફ્સની સાથે વર્તવાનું વર્ણન.

પાબંદીની સાથે (નિયમીત) રોજ થોડો વખત સવારે અને થોડો સાંજે અથવા ઊંઘતી વખતે મુકરર કરી લો. તે વખતે એકલા બેસીને પોતાના મનને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી બધા ખ્યાલોથી ખાલી કરી નાંખી (પોતાના મન સાથે) એમ વાતો કરો કે અરે મન સારી પેઠે સમજી લે કે જાણે તારો દાખલો દુનિયામાં એક સોદાગર જેવો છે. પુંજી તારી ઉમર છે.+ અને તેનો લાભ આ છે કે હમેશાં હમેશાંની ભલાઇ એટલે આખેરતની નજાત ( છૂટકો ) મેળવી લે. જો એ દોલત મેળવી તો નફો થયો અને જો એ ઉમરને એમજ ખોઇ અને ભલાઇ તથા નજાત મેળવી નહીં તો એ વેપારમાં ભારે ખોટ ખાધી કે પુંજી પણ ગઇ અને ફાયદો મેળવવા ભાગ્યશાળી થયો નહીં. અને એ પુંજી એવી કીંમતી છે કે જેની એક એક ઘડી અને એક એક પળ અણહદ કીંમતી છે. અને કોઇ ખજાનો કેટલોએ ભારે હોય પણ એની બરોબરી કરી શકશે નહીં. કેમકે જો ખજાનો જતો રહે અને તે માટે કોશીશ કરવામાં આવે તો પાછો મળી શકે છે. અને ઉમર જેટલી વીતી જાય છે તેની એક પળ પણ વળીને પાછી આવી શકશે નહીં અને ન તો બીજી ઉમર મળી શકે છે. બીજું એકે એ ઉમરથી કેટલી બધી દોલત કમાઇ શકીએ છીએ એટલે હમેશાંને માટે બેહેસ્ત અને ખુદાએ તઆલાની ખુશી. અને દીદાર એટલી બધી દોલત કોઇ ખજાનાથી કમાઇ શકતા નથી. એટલા માટે એ પુંજી બહુજ કદરવાળી અને કીંમતી છે. અને ઓ નફ્સ અલ્લાહ તઆલાનો એહસાન માન કે હમણાં તારૂં મોત આવ્યું નથી કે જેથી આ ઉમર પૂરી થઈ જાત. ખુદાતઆલાએ આજનો દિવસ જીંદગીના વધારાનો કાઢી આપ્યો છે. અને જો તું મરવા પડે તો હજારો દિલોજાનથી આરજુ ( ઊમેદ ) કરે કે મને એક દિવસ બીજો જીવવાનો મળી જાય તો એ એક દિવસમાં બધા ગુનાઓથી સાચી અને પાકી તોબાહ કરી લઉં અને અલ્લાહ તઆલાથી પાકો વાયદો કરી લઉં કે પછી એ ગુના પાસે કદી નહીં જાઉં. અને તે આખો દિવસ યાદ અને તાબેદારીમાં ગુજારૂં. જ્યારે મરતી વખતે તારો એ હાલ અને એ ખ્યાલ થાય છે તો તું પોતાના મનમાં એમજ સમજી લે કે જાણે મારી મોતનો વખત આવી ગયો હતો અને મારા માગવાથી અલ્લાહ તઆલાએ આજનો દિવસ એક બીજો વધારા તરીકે આપ્યો છે. અને એ દિવસ પછી બીજો દિવસ નસીબ થશે કે કેમ તે મને જણાયું નથી. તો આજના દિવસને તો એવો ગુજારવો જોઇએ કે જેવી રીતે ઉમરનો છેલ્લો દિવસ હોય અને તેને જેવી રીતે ગુજારે છે તેમ. એટલે કે બધા ગુનાઓથી પાકી તોબાહ કરી લે અને તે દિવસમાં કોઇ હલકી કે ભારે નાફરમાની કરે નહીં. અને આખો દિવસ અલ્લાહ તઆલાના ખોફ અને ધ્યાનમાં ગુજારે. અને ખુદાનો કોઇ હુકમ છોડે નહીં. જ્યારે તે આખો દહાડો એવી રીતે પસાર

+એક બરફ વેચનાર માથે બરફ લઈ ફરતો અને લોકોને કહેતો "જેની પુંજી પઘળી જાય છે તેના ઉપર રહમ કરો." આ વાકય માણસની ઊમર વિષે ઘણો બેસતો આવે છે. કારણ કે માણસ કંઇ પણ કામ નહીં કરે તોએ તે પીઘળતી જાય છે ઓછી થતી જાય છે એટલા માટે ઊમરનો જરૂર ખ્યાલ રાખવો કે તે નકામી જાય નહીં. ગુ. મો.

થઇ જાય પછી આગલે દિવસે એમજ વિચારે કે કદાચ ઉમરમાંનો એજ એક દિવસ બાકી રહ્યો હોય. અને એ નફ્સ એવા ધોકામાં રહેતો ના કે અલ્લાહ તઆલા માફ કરી દેશે; કેમકે પહેલાં તો તને કેમ જણાયું કે માફજ કરી દેશે, અને સજા કરશે નહીં. કદાચ સજા થઇ તો તું શું કરશે અને તે વખતે કેટલું પસ્તાવું પડશે. અને અમે કબુલ કર્યું કે માફજ થઇ ગયું તો પણ નેક કામ કરનારો જે ઇનામ અને મરતબો મળશે તે તને નસીબ થશે નહીં. પછી જ્યારે તું તારી આંખે બીજાઓને મળવું અને પોતાને નહીં મળવું જોશે, તો કેટલો પસ્તાવો અને અફસોસ થશે. એ ઉપરથી જો નફ્સ સવાલ પૂછે કે ત્યારે મારે શું કરવું ? અને શી રીતે કોશીશ કરવી ? તો તમે જવાબ આપો કે જે વસ્તુ તારાથી મરીને છુટવાની છે એટલે કે દુનિયા અને ખોટી ટેવ તેને હમણાંજ મૂકી દે અને જેનો પાલો પડવાનો છે કે જે વગર તારો છુટકો થઇ શકતો નથી. એટલે અલ્લાહ અને તેને રાજી કરવું તેને અત્યારથી લઇ બેસ. અને તેની યાદ તથા તાબેદારીમાં લાગી જા. અને ખોટી આદતોનું બ્યાન અને તેને છોડવાના ઇલાજ અને ખુદા તઆલાને રાજી કરવાની વાતોનાં ખુલાસા અને તે હાંસિલ કરવાની તદબીર ખૂબ સમજાવી સમજાવીને ઉપર લખી દીધી છે, તે મુજબ કોશીશ અને વર્તણુક કરવાથી દિલમાંથી બુરાઇ નીકળી જઈ નેકીઓ દાખલ થઇ જાય છે. અને પોતાના નફ્સને કહે કે એ નફ્સ તારી હાલત એક બીમાર જેવી છે. અને બીમારને પરહેઝ (કરી) કરવી પડે છે ગુનાહનું કરવું બદ પરેહઝી છે. એટલા માટે તેથી પરેહઝ કરવાની જરૂરત છે. અને એ પરહેઝ અલ્લાહ તઆલાએ આખી ઉમરને માટે બતાવેલી છે. જરા વિચાર તો કરો કે દુનિયાનો કોઇ હલકો હકીમ પણ કોઇ સખત બીમારીમાં તને એમ બતાવે કે ફલાણી સ્વાદિષ્ટ વસ્તુ જ્યારે કદી ખાશે ત્યારે તે બીમારીને ભારે નુકસાન પહોંચશે. અને તું સખત તકલીફમાં સપડાઇ જશે અને ફલાણી કડવી બેસ્વાદી દવા રોજ ખાતો રહીશ તો સારો થઇશ અને સાથે ઇજા ઓછી થશે. તો એ નક્કી વાત છે કે આપણો જીવ જે વહાલો છે તેને માટે પેલા હકીમના કહેવાથી કેવીએ મજાદાર ચીજ હોય તો આખી ઉમરને માટે મૂકી દેશે, અને દવા કેટલીએ બદમજા અને નાપસંદ હશે આંખ બંધ કરી દરરોજ તેને ગળી જશે. તો ધારો કે ગુનો બધો મજાદાર ચીજ છે. અને નેક કામો બહુ અણગમાં છે. પણ જ્યારે અલ્લાહ તઆલાએ એ મજાદાર ચીજોને નુકસાનવાળી બતાવી છે અને અણગમા કામોને ફાયદાકારક ફરમાવ્યાં છે અને વળી ફાયદોએ કેવો કે અમર જેવો જેનું નામ જન્નત અને દોઝખ છે. તો અરે નફ્સ અજબ જેવી અફસોસની વાત છે કે જીવની મોહબ્બતમાં અદના હકીમના કહેવાનું તો યકીન કરી લે અને તેનો પાબંદ થઇ જાય અને પોતાના ઇમાનની મોહબ્બતમાં અલ્લાહ તઆલાના કહેવા ઉપર મન લગાડે નહીં અને ગુનાઓને છોડવાની હીંમત કરે નહીં, અને એટલું છતાંએ નેક કામોથી મન ચોરે. તું કેવો મુસલમાન છે તોબાહ તોબાહ કે અલ્લાહ તઆલાના ફરમાવ્યાને એક નાના હકીમના કહેવા બરોબર પણ સમજે નહીં અને કેવો અક્કલ વગરનો છે કે જન્નતના હંમેશાં હંમેશાંના સુખની દુનિયાના થોડા વખતના સુખની બરાબર જેટલીએ કદર કરે નહીં. અને દોઝખની એટલી લાંબી મુદતની ઇજાથી દુનિયાની થોડા દિવસની ઇજાની બરાબર પણ બચવાની કોશીશ કરે નહીં. અને નફ્સ ને એમ કહે કે અરે નફ્સ દુનિયા સફરની જગા છે. અને સફરમાં પૂરેપૂરું સુખ કદી મળી શકતું નથી. તરેહ તરેહનાં દુઃખ વેઠવાં પડે છે. પણ મુસાફર એ દુખોને એટલા માટે સહન કરી લે છે કે ઘર પહોંચેથી પૂરો આરામ મળી જશે.

પણ જો તે તકલીફથી ગભરાઇ કોઇ ધર્મશાળામાં ઉતારો કરી તેને પોતાનું ઘર બનાવી લે અને બધો સામાન (સુખનો) ત્યાં એકઠા કરી લે તો આખી ઉમર વીતી જાય પણ ઘર પહોંચવું નસીબ થાય નહીં. એવીજ રીતે દુનિયામાં જ્યાં સુધી રહેવું છે મહેનત મુશ્કેલીઓ સહન કરવાં જોઇએ. ઇબાદતમાં પણ મહેનત છે અને ગુનાઓના મૂકવામાંએ ભારે પડે તેવું છે બીજી પણ જાત જાતની મુસીબત છે. પણ આખેરત અમારૂં ઘર છે. ત્યાં પહોંચવાથી બધી મુસીબત દૂર થઇ જશે. અહીંની બધી મહેનત તથા દુઃખ ઝીળવાં જોઇએ. જો અહીં આરામ શોધવામાં રહેશો તો ઘેર જઇ આરામના સામાન મળવા મુશ્કેલ છે. બસ એમ સમજી કદી દુનિયાની રાહત અને મોજમજાની લાલચ ન કરવી જોઇએ. અને આખેરતના સુધારવા માટે દરેક જાતની મહેનતને ખુશીથી ઉઠાવવી જોઇએ. મતલબ કે એવી એવી વાતો મન સાથે કરીને તેને રસ્તે લગાડવું જોઇએ અને રોજ એવીજ રીતે સમજાવવું જોઇયે અને એ યાદ રાખો કે જો તમે પોતે એવી રીતે પોતાની ભલાઈ અને સુધારાની કોશીશ નહીં કરો તો બીજું કોણ આવશે કે જે તમારૂં ભલું ચાહશે હવે તમે જાણો ને તમારૂં કામ જાણે.

## આમ (સામાન્ય) માણસો જોડે વર્તવાનું વર્ણન.

આમ માણસ ત્રણ જાતના હોય છે. એક તો તે કે જેની સાથે દોસ્તી અને બેહેનપણા (સાહેલી) હોવાનો સંબંધ છે બીજું તે જેની સાથે માત્ર જાણ પીછાણ છે. ત્રીજું તે કે જેની સાથે જાણ પીછાણ પણ નથી. એ દરેક વર્તવાની રીત જુદી જુદી છે. તો જેની સાથે જાણ પીછાણ નથી. તેમની જોડે મળવું બેસવું થાય તો એટલી વાતોનો ખ્યાલ રાખવો કે તે જે આમ તેમની વાતો અને સમાચાર (ખબરોનું) બયાન કરે તેની તરફ કાન લગાડો નહીં. અને તે જે કંઇ વાહીતબાહી વાતો બકે તેથી બિલકુલ બેહરી બની જવું. મતલબ કે સાંભળવું ધ્યાન દેવું નહીં, તે સાથે બહુ મળો નહીં, તેણીથી કંઇ આશા કે અરજ કરો નહીં. અને જો કંઇ વાત તેણીનામાં શરેઅથી ઉલટી જુઓ તો (જો એવી ઉમેદ હોય કે તે માની જશે) બહુ નરમીથી સમજાવી દો. અને જેની જોડે દોસ્તી કે વધારે રીત રિવાજ હોય તેમાં એ વાતનો ખ્યાલ રાખો કે પહેલાં તો દરેકથી સહેલાં કે રાહરસમ પેદા કરો નહીં કેમકે દરેક માણસ દોસ્તીને લાયક હોતા નથી. જો તેમાં આ પાંચ વાતો હોય તેની સાથે રાહરસમ રાખવામાં કંઇ હરકત જેવું નથી. પહેલી એ કે તે અકલમંદ હોય. કેમકે બેવકૂફ જોડે પહેલું તો દોસ્તી નિભી શકતી નથી. બીજું કોઈ વખતે એમ બને છે કે તમને ફાયદો પહોંચાડવા ચાહે છે પણ બેવકૂફીને લીધે ઉલટું નુકસાન કરી વાળે છે. જેમ કે કોઇએ રીંછ પાળયો હતો એકવાર તે સૂઇ ગયો અને તેના મોં ઉપર વખતો વખત માખી આવીને બેસતી હતી તે જોઇ રીંછને ગુસ્સો આવ્યો તેથી તેને મારવા એક મોટો પથરો ઉંચકી લાવ્યો અને તાકીને તેના મોં ઉપર માર્યો માખી તો ઉડી ગઇ પણ તે માલિકનું માથું ફૂટી ગયુ. બીજી વાત એકે તેના અખલાક અને આદત સ્વભાવ સારાં હોય સ્વાર્થી (ગરજુ)ની દોસ્તી રાખે નહીં. અને ગુસ્સાની વખતે ખોલમાંથી બહાર થઇ જાય નહીં જરા નજેવી વાતમાં તોતા ચશ્મી (બે મુરવ્વતીથી આંખ બદલવું) કરે નહીં. ત્રીજી વાત એકે દીનદાર હોય. કેમકે જે માણસ દીનદાર નથી તે જ્યારે ખુદાએ તઆલાનો હક અદા કરતો નથી તો તમને તેનાથી શી આશા છે કે તે વફાદારી કરશે. બીજી ખરાબી એ છે કે જ્યારે તમે વારંવાર તેને ગુન્હો કરતી જોશો અને દોસ્તીને લીધે નરમી કરશો તો તમને પોતાને પણ તે ગુનાઓ તરફ ધિક્કાર રહેશે નહીં. ચોથી

બુરાઇ એ છે કે તેની ખરાબ સોબતની અસર તમને પણ પહોંચશે અને તેવાજ ગુના તમારાથી પણ થવા માંડશે. **ચોથી** વાત એકે તેને દુનિયાની લાલચ ન હોય. કેમકે તેવાની પાસે બેસવાથી જરૂર દુનિયાનો લોભ વધે છે. જ્યારે હમેશાં તેને એજ ધુનમાં અને એજ વાતમાં જોશો, કંઇ તો ઘરેણાંની વાત છે તો કંઇ પોશાકની ફિકર છે તો કંઇ ઘરના સામાનનો ધંધો છે તો ક્યાં સુધી તમને ખ્યાલ નહીં થાય. અને જેને પોતાને કંઇ લાલચ ન હોય મોટું કપડું હોય મોટું ખાવાનું હોય હમેશાં દુનિયાની ના પાયદારી (ફના) ની વાતો થયા કરે તેની પાસે બેસવાથી જે કંઈ થોડી ઘણી દુનિયાની લાલચ હોય છે તે પણ દિલમાંથી જતી રહે છે. **પાંચમી** વાત એકે તેની આદત જૂઠું બોલવાની હોય નહીં. કેમકે જૂઠ બોલનાર માણસનો કંઇ ભરોસો નથી. ખુદા જાણે તેની કોઇ વાત ઉપર ભરોસે રહી સાચું માની ધોકામાં આવી જાય. એ પાંચ વાતોનો ખ્યાલ તો દોસ્તી કરતાં પહેલાં કરી લેવો જોઇએ. અને જ્યારે કોઇમાં એ પાંચે વાતો જોવામાં આવે અને રાહરસમ પેદા કરવામાં આવ્યાં તો હવે તેના હક બરાબર અદા કરતી રહો. તે હકો એ છે કે જ્યાં સુધી બની શકે તેને જરૂરના વખતે કામ આવો. જો ખુદા તઆલા શકિત આપે તો તેની મદદ કરતી રહો તેનો ભેદ કોઇને કહો નહીં. તેની એબ કોઇને કહો નહીં. જો કોઇ તેને ખોટું કહે તો તે વિષેની તેને ખબર કરો નહીં. તે જે વાત કહે તે ધ્યાન દઇ સાંભળો. અને જો તેમાં કંઇ એબ જુઓ ઘણી નરમીથી અને શુભેચ્છક તરીકે એકાંતમાં સમજાવી દો. જો તેનાથી કંઇ ખતા થઇ જાય દર ગુજર (જતી કરવી) કરો. તેના ભલા માટે અલ્લાહ તઆલાથી દુઆ કરતી રહો. હવે રહી ગયું તે માણુસ કે જેમની સાથે જાણુ પિછાણુ છે. એવા માણુસોથી ઘણી સંભાળની જરૂર છે. કેમકે જે દોસ્ત છે તે તો તમારા ભલામાં છે અને જેમનાથી જાણુ પિછાણુ પણ નથી તે એ ભલામાં નથી તો બુરાઇમાં પણ નથી. અને આજે વચલા રહી ગયા કે જે ન દોસ્ત છે અને ન તો તદન અજાણુ છે. વધારે તકલીફ અને બુરાઇ એવાથીજ પહોંચે છે. કે જીભે તો દોસ્તી અને ખેરખાહી (ભલું ચાહવા) નો દમ ભરે છે અને અંદરખાનેથી જડમૂળ ખોદી નાંખે છે. અને હસદ (અદેખાઇ) કરે છે. અને દરેક વખતે એબ શોધ્યાં કરે છે. અને બદનામ (ફજેત) કરવાની ફિકરમાં રહે છે. એટલાં માટે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી કોઇ જોડે ઓળખાણુ પિછાણુ મુલાકાત પેદા કરો નહીં. અને તેમની દુનિયાને જોઇને લોભ કરો નહીં. અને તેમની ખાતર આપણું દીન બરબાદ કરો નહીં. જો કોઇ તમારી જોડે દુશ્મનાઇ કરે તમે તેનાથી દુશ્મનાઇ કરો નહીં. કેમકે એમ કરવાની તેના તરફની ઉલટી તમારી સાથે વધારે બુરાઇ થશે. તો તમારાથી તે સહન થઇ શકશે નહીં. અને એજ ધંધામાં લાગી જવાની અને દુનિયા તથા દીન બંનેનું નુકસાન થશે. એટલા માટે દર ગુજરજ બેહતર છે. અને જો કોઇ તમારી ઇજ્જત, આબરૂ ખાતરદારી કરે અથવા તમારી તારીફ કરે અને મોહબ્બત બતાવે તો તમે એ ધોકામાં આવી જતા નહીં અને તેને ભરોસે રહેતા નહીં. કેમકે દુનિયામાં એવા માણુસો ઘણાં ઓછા છે કે જેમનું જાહેર બાતિન ( અંતઃકરણુ અને બહારનો ભાવ ) સરખાં હોય. અને બહુજ થોડી ખાત્રી છે કે તેમની વર્તણુંક સાફ દિલથી હોય. એવી આશા કદી કોઇથી રાખો નહીં. અને જો કોઇ તમારી ગીબત કરે તો તમે તે સાંભળી ગુસ્સે થતા નહીં કે અજબ થતા નહીં કે એણે મારી જોડે કેમ એવી વર્તણુક ચલાવી. અને મારા હકનો કે મારા ઉપકારનો કે મારા મોહ્

હોવાનો અથવા મારા સંબંધનો કેમ ખ્યાલ રાખ્યો નહીં. કેમકે જો ઇનસાફથી જોશે તો જણાશે કે તું પોતે પણ આગળ પાછળ બધા જોડે એક હાલતમાં રહી શકતી નથી. તેની રૂબરૂ એક રીતે વર્તે છે અને તેની પાછળ જુદીજ જાતની વર્તણુક કરે છે. તો પછી જે બલામાં પોતેજ સપડાયલી છે તે માટે બીજાઓના સંબંધમાં શું અજબ થાય છે. મતલબ કે કોઇથી કોઇ તરહની ભલાઇની આશા રાખો નહીં કોઇ જાતનો ફાયદો પહોંચવાની કે કોઇની નજરમાં આબરૂ વધવાની કે કોઇના દિલમાં મોહબ્બત પેદા થવાની. જ્યારે એક બીજીથી કંઇ આશા રાખશો નહી તો પછી કોઇ તમારી જોડે કેવીએ વર્તણુંક ચલાવશે કદી રંજ થશે નહીં અને પોતે જ્યાં સુધી બની શકે ફાયદો પહોંચાડો, જો કોઇની કંઇ ભલાઇની વાત સમજતા હોય અને એમ ભરોસો હોય કે તે માની જશે તો તેને બતાવો. નહીં તો ચુપ રહો. જો કોઇથી કંઇ ફાયદો પહોંચે તો અલ્લાહ તઆલાનો શુકર કરો અને તે માણુસ માટે દુઆ કરી દો. અને જો કોઇનાથી કંઇ નુકસાન કે ઇજા પહોંચે તો એમ સમજો કે મારા કંઇ ગુનાની સજા છે. અલ્લાહ તઆલાની આગળ તોબાહ કરો અને તે માણસથી દીલગીરી રાખો નહીં. મતલબ કે દુનિયાની ભલાઇ બુરાઇ તરફ જુઓ નહીં. એટલુંજ નહીં પણ દરેક વખતે અલ્લાહ તઆલા તરફ નિગાહ રાખો. અને તેનાથીજ કામ રાખો અને તેનીજ તાબેદારી અને યાદમાં મંડી રહો. અલ્લાહ તઆલા તોફીક બખશે. આમીન.



